# રાજબાઇ ટાવર



આવૃત્તિ બીજી
ઈ. સ. ૧૯૪૦
સંવત : ૧૯૯૬

સર્વ હક્ક
પ્રકાશકને
સ્વાધીન છે



૦-૧૦-૦



દેશબંધુ મુદ્રણાલય
કળાપીઠ, સુરત
માં
ડૉ. ઈશ્વરલાલ મૂ. વીમાવાળાએ છાપ્યું
અને
શ્રી સાહિત્ય મંદિર
કળાપીઠ, સુરત
—માંથી પ્રગટ કર્યું.

# ભરત-ગુંથણ



લેખિકા-
શ્રી પરીનબહેન મિસ્ત્રી.

## ૧. સામાન્ય સૂચના

ભરતકામને માટે તરાહ પાડવાની આકૃતિઓ ભરતકામનો સામાન વેચનાર દુકાનવાળા પાસે છપાવવી પડે છે. તેમ કરતાં પણ કોઇક વાર આપણે તેનાં બીબાંઓમાંથી મનને ગમતી તરાહ મેળવી શકતાં નથી. તેવે પ્રસંગે આપણી પાસે કોઈક મનપસંદ તરાહ કાગળ પર દોરેલી હોય, તેને કપડાં પર જુદી જુદી રીતે દોરી શકાય છે.

બજારમાં પીળા, કાળા અને સફેદ કાર્બન પેપર મળે છે. તે ખરીદી લઈ જ્યાં તરાહ દોરવાની હોય તે જગા પર કપડાં પર તેને ઉંધું મૂકવું. (કાર્બન પેપરનો રંગવાળો ભાગ કપડાંને અડકવો જોઇએ) પછી ઉપર તરાહ પાડેલો કાગળ બરાબર મૂકી ચારે ખુણેથી નાની ટાંકણીઓ ખોસી દેવી. ટાંકણીઓ કપડું, કાર્બન પેપર તથા તરાહનો કાગળ એ ત્રણેમાં બરાબર ખોસાવી જોઇએ. પછી પેન્સિલ કે કોઈ અણીદાર વસ્તુ કે પેન એ તરાહની લીટીઓ પર ફેરવી જવી. દરેકેદરેક લીટી પર તે ફેરવ્યા પછી ટાંકણીઓ કાઢી લેવી. મતલબ કે વાયલ જેવું બારીક કપડું હોય તો જ્યાં તરાહ પાડવાની હોય તે ભાગ તરાહવાળા કાગળ પર મુકી ટાંકણીઓ ખોસવી. તરાહ ઝીણાં કપડાંમાંથી આરપાર દેખાશે. એટલે પેન્સિલ વડે કપડાં પર લીટીઓ દોરી જવી.

ત્રીજી રીત એ છે કે જે તરાહ પાડવી હોય તે કાગળ લઈ એક ટાંકણી કે સોય વડે તરાહની લીટીઓ પર પાસે પાસે કાણાં પાડવાં. કાણાં એકદમ પાસે કે એકદમ દૂર નહિ લેવાં. પછી જે કપડાં પર તરાહ પાડવી હોય તે ઉપર કાંણાં પાડેલો કાગળ ગોઠવી ટાંકણી ખોસી દેવી.

પછી ચુનો ને ગળી ભેળીને ખુલ્લા બ્લુ રંગનો ભૂકો તૈયાર કરી એક મલમલના કકડામાં બાંધી, નાની ટોપલી તૈયાર કરવી. તે પોટલી કાણુંવાળા કાગળ ઉપર બધી જગાએ દબાવવી. ને પછી ટાંકણીઓ કાઢી કાગળ ઉંચકી લેવો. કપડાં પર વાદળી કાણાં કાણાંની જાળીવાળી તરાહ પડી જશે. તે ઉપર પેનસીલ ફેરવી જવા, ને પછી ભૂકી ખંખેરી નાંખવી.

ચુના સાથે ગળીને બદલે કંકુ ભેળી ગમે તો ગુલાબી ભૂકી બનાવવી. ઘણા ઘેરા રંગના કાપડ પર તરાહ પાડવા માટે ખાલી ચુનોજ લેવો. ઘેરા રંગ પર પેનસીલનું દોરેલું દેખાતું નથી. માટે ભૂકીથી તરાહ છાપ્યા પછી પીંછી વડે સફેદ રંગથીજ તરાહ દોરવી. સફેદ રંગ ન મળે તો ચુનામાં ગુંદરનું પાણી નાંખી તેનો કપડાંને લાગે તેવો સફેદ રંગ બનાવી બારિક પીંછી વડે લીટીઓ દોરી જવી. એટલે તરાહ તૈયાર થશે.

## તરાહ કેમ ગોઠવવી?

ભરતકામની કિનારી પર આરકાં દોરવાં હોય તો એક છેડેથી શરૂ કરી બીજે છેડે જવું નહિ; પણ એક છેડેથી શરૂ કરી અધવચમાં આવી બંધ કરવું. પછી બીજે છેડેથી દોરી ત્યાંથી પાછું અધવચમાં આવવું. એટલે જો છેલ્લું આરકું પુરૂં ન આવી શકે તો તેને સુધારી શકાય છે: રૂમાલ કે ટેબલ કલોથ પર આરકાં દોરતી વખતે આમ કરવું પડે છે. રૂમાલના છેડા આગળથી આખ્ખું આરકું લેતાં અડધુંજ દોરવું. એટલે સામેના બીજા છેડાનું અડધું આરકું મળી ખુણા પર એક આખ્ખું આરકું થશે. આરકાં સીધાં સળંગ કાપડ પર દોરવાં હોય તો આમ કરવું પડતું નથી. તરાહ દોરતી વખતે લીટીઓ વાંકીચુકી ન જાય તે માટે એક સરખું અંતર માપી પેનસીલના મારકા કાપડ પર કરી જવા. પછી તેના આધારે તરાહ ગોઠવી દોરવા માંડવું. ગમે તો એક સરખો સળ પાડી ફાંક ભરી લેવી. તે પાડયા પછી તરાહ કાઢી નાંખવી. જો આરકાં ગોળાકારમાં દોરવાં હોય તો પહેલાં કપડાં પર એક ગોળ લીટી પેન્સિલ કે ચાક વડે દોરવી. પછી આરકું બહાર પડતું રહે ને એના છેડા લીટીને અડે એમ મૂકી

એક આરકું દોરવું. પછી તેને અડાડી એવીજ રીતે બીજું દોરવું. એમ એક એક ગોળ ફરતાં દોરી જવાં. કપડાં પર ગોળ લીટી નીચે પ્રમાણે દોરવીઃ

પહેલાં જે કપડાં પર ગોળાકાર દોરવાનો હોય તેનું મધ્યબિંદુ શોધવું. મધ્યબિંદુ શોધવા માટે ચોરસ કાપડને બરાબર વચમાંથી બન્ને બાજુથી (પહોળાઈ ને લંબાઇમાં) વાળવું ને સળ પાડવા. આડો ને ઉભો સળ જયાં એક એકને કાપે તે મધ્યબિંદુ કહેવાય. ગોળ કપડાનું મધ્યબિંદુ શોધવા કપડાને બરાબર વચમાંથી વાળી અર્ધ ગોળાકાર કરી સળ પાડવો. તે અર્ધ ગોળાકારને પાછો વચમાંથી વાળી સળ પાડવો. એટલે મધ્યબિંદુ જડશે. જેટલો મોટો ગોળાકાર દોરવો હોય તેનાથી અરધા માપની કે અર્ધા કરતાં ૪ આંગળ લાંબી દોરી લેવી. ને એક છેડે ચાકની લાકડી કે પેનસીલ બાંધવી; ને બીજે છેડે પેન, હોલ્ડર, કે નેતર કે કાંઈ એવું બાંધવું. પછી નેતર બાંધેલો છેડો મધ્યબિંદુ પર મૂકી બરાબર સીધા મજબુત હાથે (ડાબા હાથે) પકડી રાખી જમણે હાથે પેન્સિલ ગોળચક્કર ફેરવવી. ગોળાકાર દોરતી વખતે કપડું ચારે કોરથી ખેંચીને સરખું રાખવું. જરા પણ ખસી જાય તો ગોળાકાર બગડી જાય. ગમે તો ચારે ખુણે કાંઇ વજન મૂકવું કે જેથી પેનસીલ ફેરવતી વખતે કપડું ખસી નહિ જાય.

આમ ગોળાકાર દોરી સીધી નાની તરાહ હોય તેને ગોળ લીટી પર ગોઠવી ગોઠવીને ગોળ ફરતી તરાહ પાડી શકાય. જો ટેબલકલોથની કોર માટે તરાહ દોરવી હોય તો ચોરસ કપડાંને એક ખુણેથી સામેના બીજા ખુણા સુધી ત્રાંસા સળ પાડવા. એટલે એક ખુણાના બરાબર બે સરખા ભાગ પડેલા જણાશે. પછી જ્યારે તરાહ ખુણા આગળ દોરતાં આવો ત્યારે સળની લીટી સુધી આવી એટલીજ તરાહ દોરો; પછી બીજી બાજુ દોરવાની શરૂ કરો. આમ ચારે ખુણેથી શરૂ કરી ચારે બાજુ તરાહ દોરો.

પછી સળવાળી જગ્યા ખાલી પડી હોય તેને બંને બાજુથી વધારી (કાંઇક ફુલ પાંદડાં કે તરાહને મળતીજ આકૃતિ દોરી) જોડી દો. તમને એક તરાહ પસંદ પડતી હોય; પણ તે તમારે જોઈએ એટલાં માપની ન હોય, તો તમે તેને તમારી મરજી પ્રમાણે નાની કે મોટી કરી શકો છો. પહેલાં

મૂળ તરાહ પર અમુક માપની બરાબર સમચોરસ ચોકડીઓ પાડી દો. પછી તમને તરાહ મૂળ તરાહ કરતાં નાની જોઈતી હોય તો નાની ચોકડીઓ એક કોરા કાગળ પર દોરો; અથવા ચોકડીઓવાળો (ડ્રાફ્ટપેપર) આવે છે તે વાપરો. મૂળ તરાહ કરતાં મોટી તરાહ કરવી હોય તો મોટી ચોકડીવાળો ડ્રાફ્ટપેપર વાપરવો. પછી એક છેડેથી તરાહ દોરવી શરૂ કરીને દરેક ખાનામાં જેમ જેમ લીટીઓ દોરાઈ હોય તેવીજ રીતે તરાહની લીટીઓ દોરો. આમ આખી આકૃતિ પૂરી કરો; એટલે મનપસંદ તરાહ તૈયાર થશે.

## ભરતકામ કેમ ધોવું ?

ભરતકામ ધોવા માટે થોડાંક નવશેકાં પાણીમાં સાબુનું ફીણ કરવું. પછી ભરતકામ તેમાં બોળી કાઢી ડાબા હાથની હથેલીમાં ભરતકામ પકડવું. ને જમણો હાથ સંભાળપૂર્વક ફેરવી ઘસીને ધોવું; પછી ઠંડા પાણીમાં બે કે ત્રણ વાર ઝબોળીને ધોવું. ધોયા પછી ભરતને કદી પણ નીચોવવું નહિ. પણ એક ટેબલ કે પાટલા પર ઘણી ગડીઓ કરેલું સ્વચ્છ કપડું પાથરવું. તે ઉપર ભરતકામ મૂકી ઉપર પણું અનેક ગડીઓવાળુ બીજું કપડું મૂકી ખુબ દબાવવુ; જેથી કપડું પાણી ચુસી લેશે.

## ભરતકામ પરના સળ કેમ કાઢવા ?

એક જાડા કપડાની ચાર કે વધારે ગડીઓ કરી તે પર ભરત ભરેલું કપડું મૂકવું. પછી અવળે પડે એક કપડું ભીંજવીને પાથરવું ને ઉપર અસ્ત્રી ફેરવવી. જો ઘરમાં અસ્ત્રી ન હોય તો ઉપર પ્રમાણે તયાર કરીને ચોવીસ કલાક સુધી ઉપર ભાર વગેરે મૂકી દાબી રાખવું. ભીનાં કપડાંને બદલે ભીનાં કરેલાં બ્લોટીંગ પેપર પણ વાપરી શકાય. ભરતકામ પૂરૂં થયા પછી તે હંમેશ એક કપડાં પર મૂકી અવળે પડે અસ્ત્રી ફેરવવી કે ચોવીસ કલાક દાબી મૂકવું. આમ કર્યાથી ભરતકામ દેખાવમાં સારૂં ને અક્કડ લાગશે.

## લાહી કેમ બનાવવી ?

લાહી બનાવવા માટે ઘઉંનો મેંદો; કે તે ન હોય તો ઘણોજ બારીક

ચાળેલો ચોખાનો આટો લેવો. એક નાનો ચમચો આટો લીધો હોય તો અડધું (મોટું) પવાલું પાણી રેડવું. પ્રમાણસર ખપ મુજબનોજ આટો લેવો પહેલાં જરા પાણી રેડી એકરસ કરી પછી બીજું પાણી રેડવું કે જેથી ગાંઠો ન વળે. પછી સાધારણ તાપ લાગે તેવે ચુલે કે સઘડીયે મૂકી કકડા પાડવા ને ફેરવ ફેરવ કરવું. આ બનાવટ તદ્દન જાડી લાપસી જેવી થાય ત્યારે જાણવું કે લાહી તયાર થઈ છે. લાહીમાં પાણી ઘણું રહેશે તો કપડું ખરાબ થશે. માટે લાહી ઘણીજ જાડી બનાવવી. રોજ ખપ પ્રમાણે તાજીજ બનાવવી.

જે ભરતકામ ભરેલું હોય તે પર વારંવાર હાથ લાગ્યાજ કરે છે. એટલે થોડે ઘણે અંશે પણ ભરત મેલું થાય છે જ માટે ચોપડીઓને પુઠાં ચઢાવીએ છીએ તેવા બ્રાઉન પેપર લઇ આસરે ૪ ઇંચ વ્યાસના બે ગોળાકાર કાપવા ને આખે પડે શુંદર ચોપડી વળગાડવા. તેની એક બાજુ શુદ્ધ સફેદ કાગળ ચોંટાડવો. સુકાયા પછી દોઢેક ઇંચના વ્યાસનું વચમાં ગોળ કાણું કરવું. ભરતી વખતે આ કાગળ તેની સફેદ બાજુ ભરત તરફ રાખીને મૂકવો ને નાનાં વચલાં ગોળાકારમાંથી ભરવું કે આગળ પાછળનું ભરત મેલું થતું બચે. આવા ગોળ બાકાંવાળા નાના મોટા કાગળો બનાવી રાખવા. જે ભરત ભરવાનું હોય તે સિવાયનું બાકીનું કપડું ઢાંકેલુંજ રાખવું.

જો ભરત વળાં પર થતું હોય તો દરરોજ કામ ખલાસ થયે વળાં પરથી કાગળ કાઢી લઈ સરખું કરી તેની ગડી વાળવી.

## એક ડીઝાઇનમાંથી (તરાહમાંથી) બીજી કેમ બનાવવી.

આપણી પાસે એક તરાહ હોય તો તે જેમ હોય તેમજ ન વાપરતાં આપણી મરજી પ્રમાણે પણ વાપરી શકાય છે. જેમકેઃ—

૧. જો એક મોટાં કપડાં પર નાના ઝુમખાં છુટાં છુટાં ભરવાં હોય તો તે ઝુમખાં માઈ રહે તેવી આખે કપડે ચોકડીઓ ભરી તેમાં ઝુમખાં ભરવાં.

૨. એક તકીયા પર ચાર ખુણે નાના બુટ્ટા ભરવા હોય તો ચારે

ખુણે બુટ્ટા સ્હેલાઇથી માય તેવડાં ચકરડાં ભરવાં, ને તેમાં બુટ્ટા ભરવા. ચકરડાંની બ્હારની જગ્યા સાંકળી કે ડાપળીના ટાંકે મોટી ચોકડીઓ ભરવી, કે તમામ ખાલી જગા કોઈ ખાળા, કે ચોકડી કે માળી કે તારાના ટાંકે પુરવી.

૩. એક સીધી લાંબી તરાહ હોય તો તેને એમજ સળંગ ન ભરતાં ત્રાંસી ગોઠવી વાંકીચુકી વેલ પેઠે ભરવી.

૪. જો કયાંક વચમાં ભરવી જોઇએ તેવી મોટી તરાહ ન મળે તો વચમાં એક સાધારણ કદની થાળી મૂકી લીટી દોરવી. પછી કોઈ નાનો બુટ્ટો કે ઝુમખું માય તેમ દુરથી બીજી લીટી બરાબર ગોળ દોરવી ને તે ગોળાકાર લીટીમાં નાના ઝુમખા ગોઠવી ફરતી ગોળાકાર વેલ ભરવી.

૫. વચમાં એક બુટ્ટો ભરી તેની આજુબાજુ એક ગોળાકાર દોરી ભરીને લીટીની બહાર બીજી તરાહ ફરતી ગોળ ગોઠવી ભરવી, એટલે એક મોટો બુટ્ટો બનશે.

૬. કોઇક વાર આરકાં ભરી તેમાં નાનાં ઝુમખાં ભરવાં. એટલે તે વેલ જેવુંજ લાગશે.

૭. આમ એક તરાહમાંથી સૌની મરજી મુજબ ને ખપ મુજબ અનેક તરાહ ઉપજાવી શકાય છે.

૮. આવી તરાહ ગોઠવવા પહેલાં એક કાગળ પર નાનો સ્કેચ (નકશો) દોરી, કઈ તરાહ કયાં મૂકવી, કેમ મૂકવી, કેટલે અંતરે મૂકવાથી બધે સરખું આવશે તેનો અંદાજ કાઢીનેજ કામ શરૂ કરવું, નહિ તો કદાચ કપડું બગડશે.

એક વાર રેશમની આંટી ખોલી કે પછી તેની કાળજી લેવી જોઇએ કે જેથી ચુંથાય નહિ કે ગુંચાઈ જાય નહિ. ગુંચવાયલી આંટી સમી કરતાં તેની ચમક મરી જાય છે માટે આંટીઓ સંભાળથી રાખવા એક પાકીટ બનાવ્યું હોય તો સારૂં.

પાકીટ બનાવવા માટે ૭ા ઈંચ પહોળા ને ૧૮ કે ૨૪ ઇંચ લાંબા

કપડાંના બે કકડા લેવા. જુનાં પાટલૂનમાંથી પોણા સાત ઈંચ પહોળા ને ૨૩ કે ૧૭ ઇંચ લંબાઈના કકડા કાપવા. એક પર એક ગોઠવી બને કકડા ફાંક મારી સાંધી લેવા. બહારનાં બે પડમાંના એક કકડા પર છેડેથી દોઢ ઈંચ છેટેથી એક અડધા ઈંચની પટી બનાવી મૂકવી, ને પોણા પોણ ઈંચને અંતરે તે પટી કપડાંને ટાંકવી. એમજ બીજી બાજુ પર પટી ટાંકવી. ટાંકવાના સાંધા બને બાજુની પટીમાં બરાબર એક સરખી લીટીમાંજ આવવા જોઈએ. ગમે તો પહેલે પેનસીલથી ટાંકવાની જગાની નિશાની કરી લેવી.

લગભગ પોણા સાત ઈંચ પહોળાઈમાં રાખી એક બાજુથી આકૃતિમાં બતાવ્યા મુજબ ગોળાકાર કાપવો, કે ગમે તો બંને બાજુ સીધીજ રાખવી. પછી એક કકડો મૂકી, ઉપર અસ્તરના બે જોડેલા કકડા મૂકી, પટી ટાંકેલી બાજુ ઉપર રહે તેમ બીજો કકડો મૂકી, બંને કકડા અંદરની બાજુ વાળી દેવા. પછી પાકીટ વાળીને બાંધવા સારૂ શોભા ખાતર ગમે તો જાડા દોરાએ વચમાંથી એક લાંબી ને એક ટુંકી બે પટી લગાવવી.

પટ્ટાઓમાં જે નાના ખાંચા પડ્યા હોય તેમાં આંટીઓ મૂકવી. આંટીનો એક છેડો એક બાજુ, તો બીજો બીજી બાજુ ખોસવો. પછી પાકીટ ગોળ ગોળ વાળી બાંધવી. આવી રીતે રેશમ જરા પણ ચુથાતું કે ગુંચવાતું નથી.

## જુદી જુદી જાતના ટાંકાઓ કેમ ભરવા તેની આકૃતિઓ.

| | |
|---|---|
| આકૃતિ ૧–સાંકળીનો ટાંકો | આકૃતિ ૮–રૂમાનીયન ટાંકો |
| ,, ૨–ગજનો ટાકો | ,, ૯–કાઠીયાવાડી ટાંકો |
| ,, ૩–ફૂલકીનો ટાંકો | ,, ૧૦–પીછાંનો ટાંકો |
| ,, ૪–માખીનો ટાંકો | ,, ૧૧–ડાખલીનો ટાંકો |
| ,, ૫–જાડો દોરો ટાંકવાનો ટાંકો | ,, ૧૨–ખાખાનો ટાકો |
| ,, ૬–સાદો ટાંકો | ,, ૧૩–ચોકડીનો(કેનવાસનો)ટાંકો |
| ,, ૭ ચોકડીની વેલનો ટાંકો | ,, ૧૪–તારા(મોટી ચોકડી)નો ટાંકો |

# ૨. જુદી જાતના ટાંકા ભરવાની રીતો.

## સાંકળીનો ટાંકો

સોય કપડાંમાં નીચેથી ખોસી ઉપર લાવવી. પછી તેજ જગાએ (જ્યાંથી ઉપર કાઢી ત્યાંથી) પાછી નીચે ખોસી આશરે એક કે બે (કે વધારે) દોરાને અંતરે નીચેથી ખોસી ઉપર લાવો. જ્યારે સોય ઉપર લાવો ત્યારે બહારનો દોરો સોયની નીચે રાખવો જોઇએ. સાંકળીનો ટાંકો મરજી મુજબ નાનો મોટો ભરી શકાય. (જુઓ આકૃતિ ૧.)

## ગાજનો કાંટો

બટનના ગાજ કરીએ છીએ તેવો આ ટાંકો છે. ભરવામાં એનો ઘણો ઉપયોગ થાય છે. સોય નીચેથી ખોસી ઉપર લાવો. (જુઓ આ. ૨ અ.) પછી ત્રણેક દોરાને અંતરે અની નીચે સોય ખોસો (જુ. બ) ઉપર અની બાજુમાં નીચેથી ખોસી ઉપર લાવો. (જુ. ક) ઉપરનો દોરો સોયાની નીચે રહેવો જોઈએ. ગાજનો ટાંકો ભરવા પહેલાં ટાંકા ભરવાની જગા ઉપર બેવડા દોરાથી ફાંક ભરી જવી.

## ફૂલકીનો ટાંકો

સોય નીચેથી ઉપર લાવો (જુ આ. ૩અ). પાછી સોય ત્યાંજ (આ. અ.) ખોસી પા ઇંચ છેટે નીચેથી (જુ. બ.) ખોસી ઉપર લાવો. ઉપરનો દોરો સોયની નીચે રાખવો. દોરાની બહારની બાજુ (જુ. ક.) એ દોરાની નજીક સોય ખોસો નીચે લઈ જાઓ. આવા સળંગ છૂટા છૂટા ટાંકા ભરાય છે. તેમજ એકજ જગ્યાએથી ચારે બાજુ ફરતો ટાંકો લઈ ૪ ટાંકાની એક ફુલકી ભરી શકાય. (જુ. આ. ૩) જાડે દોરે ભરેલી આવી ફુલકીઓ ઘણી શોભે છે. ફુલકીમાં વચમાં પછીથી પીળા લાલ રંગનો એક ખાખાનો ટાંકો (જુ. આ. ૧૨) ભરવો.

## માખીનો ટાંકો

નીચેથી સોય ઉપર લાવી (જુ. આ. ૪ અ) સીધી હારમાં બે દોરાને છેટે સોય નીચે ખોસો. (જુ. બ) ટાંકાનો દોરો ખેંચીને ન લેતાં ઘણો ઢીલો લેવો. ને પછી વચમાંથી (ફવાળી જગા) સોય નીચેથી ખોસી ઉપર લાવો. પછી ઢીલા દોરાની બહારની બાજુ (જુ. ડ) આગળ સોય ખોસી નીચે લેવી. કોઇ જગા ખાલી લાગે ત્યાં આવા ટાંકાએ ટપકાં ભર્યાં હોય તો સારાં લાગે.

## જાડો દોરો ટાંકવાનો ટાંકો

બ્રેડની માફક ઘણી વાર જાડો દોરોજ આખી તરાહ ઉપર ટાંકી જવામાં આવે છે. આમ ભરેલી તરાહ પણ સહેલી ને સુંદર લાગે છે. તરાહની લીટી ઉપર દોરી મૂકી સોય નીચેથી ઉપર કાઢવી (જુ. આ. ૫. અ.) પછી દોરાની બીજી બાજુ (બ) એ સોય નીચે ખોસી, થોડે છેટેથી પાછી ઉપરની બાજુયે (ક) ઉપર લાવવી. જેમ જેમ તરાહની લીટી જાય તે ઉપર જાડો દોરો ગોઠવતા જઈને ઝીણા દોરાએ ટાંકા મારવા. ગમે તો દરેક ટાંકો જુદો જુદો ન લેતાં ૨, ૩, કે ૪ ટાંકા પાસે પાસે લઈ પછી થોડે છેટેથી પાછા બીજા લેવા.

## સાદો ટાંકો

નીચેથી ઉપર સોય લઈ (જુ. આ. ૭ અ) ટાંકાની જેટલી જાડાઇ રાખવી હોય તેટલી રાખી બરાબર સામેની બાજુ (જુ. આ. બ) સોય નીચે ખોસી, પાછી પહેલાં (અ)ની પાસે ખોસી નીચેથી ઉપર લાવવી (જુ. આ. ક.). આવો ટાંકો ગમે તેટલો નાનો મોટો ભરી શકાય છે. જ્યાં જ્યાં ગોળાકાર કે વળાણ આવે ત્યાં તરાહની બહાર દરેક ટાંકો એકએકની પાસે ખસતો લેવો. પણ અંદરના ખાંચામાં એકજ ટાંકાની જગાએ ૩ કે ૪ ટાંકા સાથેજ લેવા; એટલે આસ્તે આસ્તે બહારનો ગોળાકાર બરાબર આવે. સાદો ટાંકો તદ્દન ઉપરથી નીચે સીધો ન લેતાં સહેજ ત્રાંસો પણ ભરી શકાય. ફૂલપાનની ડાંખલીઓ વાંકીચુંકી હોય છે, ત્યાં સીધા કરતાં વાંકો ત્રાંસો

ટાંકો વધારે અનુકૂળ પડે છે. સાદો ટાંકો ઉપસેલો ભરવો હોય તો જે જગાએ ભરવાનો હોય તે જગા ઉપર સહેજ જાડા દોરાએ ફાંકો ભરી દેવો. (જુ. આ. ૬. ડ) ફાંકો ભરવામાં ઘણો હલકામાંનો દોરો લેવો. કારણ પછીથી એ ઢંકાઈ જાય છે. પછીથી ફાંક પર સાદો ટાંકો ભરવો. પણ નીચેથી ફાંકનો દોરો જરા પણ ન દેખાય તેની કાળજી રાખવી. આમ ઉપસાવીને ભરેલું ભરતકામ ઘણુંજ શોભાયમાન થાય છે.

## ચોકડીની વેલનો ટાંકો

કોઇ પણ જગાએ સીધી કિનારી કે વેલ ભરવામાં આ ટાંકો વપરાય છે. નીચેથી ઉપર સોય લાવી, (જુ. આ. ૭ અ) થોડેક છેટે ભરવાનું શરૂ કર્યું હોય તે બાજુ, (જુ. ક.) એટલે ભરતની અંદરની બાજુ, સોય નીચેથી ખોસી ઉપર લાવો. પાછું થોડેક છેટેથી સામી બાજુ પર એમજ ભરો. બન્ને બાજુ વારા ફરતી એમ ભર્યાં જવું.

## રૂમાનિયન ટાંકો

નીચેથી ઉપર સોય લાવી, સીધી હારમાં પા ઈંચ છેટે નીચે નાંખો. (જુ. આ ૮. અ ને બ) માખીના ટાંકામાં છે તેમ આમાં પણ દોરો ઢીલો રાખવો. પછી ઢીલા દોરાની બહારની બાજુ (જુ. ડ) સોય નીચેથી ખોસી ઉપર લાવો. પછી ઢીલા દોરાની ઉપર (જુ. ક અને ડ) આગળ સોય ખેંચી તેની જગાએ પણ દોરાની ઉપરથી સોય લઇ પાછી નીચે ખોસો. પાંદડાં, ડાખળીઓ વગેરે ભરવા માટે આ ટાંકો વાપરવો. પાંદડાં કે ડાખળીની બહારની લીટી પર ઝીણી સાંકળી ભરી પછી અંદર રૂમાનિયન ટાંકો જગા પ્રમાણે નાનો મોટો ભરવો. બધા ટાંકા એક એકની જોડાજોડ ન ભરતાં બે કે ત્રણ ટાંકા ભરી થોડી જગા રાખી પાછા બે કે ત્રણ ટાંકા ભરવા.

## કાઠીઆવાડી ટાંકો

નીચેથી ઉપર સોય લાવો. (જુ. આ. ૯ અ) સામેની બાજુ બ આગળ સોય નીચે ખોસી ક આગળ ફરીથી ખોસી નીચેથી ઉપર કાઢવી. બ આગળથી

ખોસી ક આગળ ખોસવામાં ફક્ત અડધા દોરા જેટલું અંતર રાખવું. ફરી સામેની બાજુ એમજ ભરવું. વારાફરતી બન્ને બાજુ એમ ભરતાં જવું. બ ને ક ની વચ્ચે જેમ અંતર ઓછું હોય તેમ ભરત સારૂં લાગે છે. ફુલો, પાંદડાં, પક્ષીઓ વગેરે દરેક તરાહ આ કાડીઆવાડી ટાંકા પ્રમાણે નાના મોટા જરૂરના ટાંકાઓથી ભરી શકાય છે.

## પીછાંનો ટાંકો

આ ટાંકો પણ લાંબી ને લાંબી સળંગ વેલ ભરવામાં વપરાય છે. ચોકડીની વેલમાં લખ્યા પ્રમાણે જ આ પણ ભરાય છે. પણ ફક્ત સોય તેમાં સીધીજ ખોસાય છે. જ્યારે આમાં ઉંધી ખોસાય છે. જેમકે અ આગળથી સોય કાઢો. પછી સામેની બાજુ સહેજ નીચે (ખસતાં) બ આગળ ખોસી એક દોરાને છેટે ક આગળ ખોસી ઉપર લાવો. બહારનો દોરો સોયની નીચે રાખવો. હવે એવીજ રીતે સામેની બાજુ અની સ્હેજ નીચે બીજા ટાંકા ભરો. એમ સામસામી ટાંકા ભર્યે જાઓ.

## ડાખળીનો ટાંકો

જે લીટી પર એ ટાંકો ભરવાનો હોય તે લીટી પર પહેલાં ઝીણી ફાંક મારી જવી. પછી સોય ઉપર લાવી જે બાજુ સોય કાઢી હોય તેની બીજી બાજુ ૩ દોરાને અંતરે સોય ખોસી પાછી મૂળ જ્યાંથી ઉપર ખોસેલી ત્યાં પાછી કાઢવી. આ. ૧૧માં પહેલાં સોય ઉપર લઇ બીજી બાજુ ૩ દોરા નીચે અ આગળ ખોસી પાછી બ આગળ કાઢી છે, એમ લેતાં વળાણુ આવે ત્યાં બહારના ખોળાકારમાં સહેજ દૂરથી સોય લેતાં જવું. આ ટાંકો જ્યાં જ્યાં આઉટ લાઈન (દોરી જેવી લીટી) ભરવી હોય ત્યાં વપરાય છે.

## ખાખાનો ટાંકો

સોય ઉપર કાઢી સોય પર દોરાના (કે રેશમના) ૭ આંટા મારવા. આંટા મારવા માટે સોય એવી રીતે પકડવી કે દોરાનો જે ભાગ કપડામાંથો નીકળતો હોય તે સોયના કાંણા પાસે આવે એટલે તે છેડેથી લપેટવું શરૂ કરી

અણી તરફ આવવો જોઈએ. ૩ આંટા લઈ જ્યાંથી કાઢી હોય ત્યાંજ પાછી સોય ખોસવી. (જુ. આ. ૧૨. અ.) સોય નીચે ખોસતી વખતે સોય કપડાની નીચે જાય કે આંટા પર આંગળી રાખવી ને દોરો બધો ખેંચવો. એટલે રાઈના દાણા જેવું બિંદુ ભરાય છે. આ ટાંકો ખાલી જગા પુરવા માટે કે બ્લાઉઝ ને ફ્રૅાકની કિનારી પર લાઇનબંધ ભર્યા હોય, તો દાણા ભર્યા હોય તેવું લાગે છે. દાણાની જગાએ ખાખા ભરાય છે. ચીનાઇ ભરતમાં આખી તરાહ નજદિક નજદિક ખાખાથીજ ભરીને પૂરી દેવામાં આવે છે.

## ચોકડીનો ટાંકો

સોય ઉપર લાવી (જુ. આ. ૧૩. અ) સામે ત્રાંસી લીટીમાં બ આગળ નીચે ખોસી સોધી લીટીમાં અની બરાબર નીચે સોય ખોસી (જુ. આ. ક.) ઉપર લાવવી. દોરો બધો ખેંચવો ને સામે ત્રાંસી લીટીમાં ને અ ને બની સીધી લીટીમાં ડ આગળ સોય ખોસવી. આ ટાંકો ખાલી જગા પૂરવામાં કે કપડાં પર નામ પાડવામાં વપરાય છે.

## તારા (મોટી ચોકડીનો ટાંકો)

નાની ચોકડીમાં લખ્યા મુજબજ પણ મોટી ચોકડી ભરવો. ને પછી તેની અંદર એક નાની ઉભી ચોકડી ભરવી (જુ. આ. ૧૪). આ ચોકડીઓ એક સળંગ લીટીમાં જોડે જોડે ભરવાથી સારી કિનારી ભરાય છે. છૂટી છૂટી ક્યાક ભરતમાં પણ વાપરી શકાય છે.




ઈંગ્લીશ એમ્બ્રોઈડરી (ભરત) ના
આકૃતિઓ

## ૩. ઈંગ્લીશ એંબ્રોઇડરી (ભરતકામ)

ઈંગ્લીશ એંબ્રોઈડરી સફેદ કાપડ પર સફેદ રેશમ કે દોરાએ ભરેલું વિશેષ પ્રચલિત છે. પણ એ રંગીન કાપડ પર એકજ શોભતાં રંગનાં રેશમ કે દોરે કે રંગીન પર સફેદ રેશમના દોરાએ ભરાય છે.

### સામાન

સામાનમાં ઝીણી અણીદાર કાતર ખાસ જરૂરની છે. તે સિવાય કાપડ, દોરા, રેશમ સૌ મનગમતું લેવાય છે.

### રીત

કાપડ પર એ ભરતને લાયકની તરાહ પસંદ કરી દોરવી. ઇંગ્લીશ ભરતમાં નાનાં મોટાં ગોળ, લંબગોળ વગેરે કાંણુંજ મુખ્ય ભાગ ભજવે છે. ભરતી વખતે બધાંજ કાંણું ન કોતરતાં કેટલાં ઠીક લાગે ત્યાં ઉપસાવેલાં સાદા ટાંકે ભરવાં. આ ભરતમાં કાપડની કિનારી પર આરકાં ખાસ ભરવામાં આવે છે. તે પહેલાં ભરવાં. પણ કાપવાં છેલ્લેજ. બ્હારની લીટીઓ તેમજ વચમાં પણ ફાંક ભરવાં. પછી આરકું ગાજના ટાંકાએ ભરવું. ટાંકાની ગુંથાયલી બાજુ બ્હારજ રાખવી જોઇએ. એક સરખા ટાંકે ન ભરતાં વચમાંથી પહોળા ને આજુબાજુથી નાના ટાંકા લેવા (આ. ૭). આરકાં કાપતી વખતે ગોળાકારની વચમાંથી શરૂ કરી છેક ખુણા સુધી ટાંકાને લગોલગ કાપી પાછું ગોળાકારની વચમાં લઈ બીજી બાજુના ખુણા સુધી કાપવું. આમ કાપવાથી સફાઈ વધારે રહે છે. આરકાં ભરવામાં દોરો વાપરવો હોય તો તે ઘણા વળવાળો ન વાપરતાં પોચો અને ઓછો વળદાર વાપરવો. તેથી આરકાં ભરવામાં સફાઇ વધારે આવે છે.

પછી બીજી તરાહ ભરવાની શરૂઆત કરવા કાપડ વળાં પર ચઢાવો.

ચિત્રમાં ફુલપાંદડાંની તરાહ છે. તે કેમ ભરાય તે જોઇએ. પહેલાં વચલું ગોળ બિંદુ ઉપસાવીને સાદે ટાંકે ભર્યું છે. ફુલની પાંખડી ભરવા માટે તેની લીટી પર ઝીણી ફાંક ભરવી ને ત્યાર બાદ ઝીણી કાતરે આ. ૧માં બતાવ્યા પ્રમાણે એક છેડેથી બીજે છેડે ફાંક સુધી વચમાં લાંબો કાપ મૂકો ને પહોળી બાજુ પર ડાબી ને જમણી બન્ને બાજુએ નાના કાપો મૂકવા. જે દોરે કે રેશમે ભરત ભરવું હોય તે પરોવવું. ફાંકમાં સુતરાઉ સહેજ જાડો સફેદ દોરોજ વાપરવો. સોય કપડાંની નીચેથી ફાંકની બહારની બાજુ ઉપર લાવવી પાંખડીની નીચે ડાબા હાથની આંગળી રાખવી ને જમણે હાથે સોય વડે કાપેલું કપડું અંદર વાળવું. સોય ઉપર લાવ્યા (જુઓ આર. અ) પછી કાણામાંથી નીચે લઈ બરાબર અની પાસેજ ખોસી (જુ બ) નીચેથી ઉપર લાવો. આમ કપડું સોયે અંદર કરતા જવું ને ટાંકા ભરતા જવું. ટાંકા મોટા ન લેતાં, ફાંક બહાર નજીકમાંજ સોય ખોસવી. દરેક પાંખડી ભરતી વખતેજ અંદરથી ચીરવી. પાંદડાં ભરવા માટે એકથી બીજે છેડે એક મોટો કાપ ને વચમાં બન્ને બાજુ બે નાના કાપો મૂકો. (જુ. આ. ૩) પછી ફુલની પાંખડીઓ ભરી તેમજ ભરવી. ફુલની ઉપલી બાજુ ઘણી ઝીણી ઝીણી ગોળ કળીઓ ને તે ભરવા માટે પહેલાં ગોળાકારની લીટી પર ફાંક ભરવી. ને પછી નાની કાતરની બાજુ ફાંકને અડે ત્યાં સુધીની ઉંડી ખોસી ગોળગોળ ફેરવવી. પારસલ વગેરે શીવવાનો સોયો આ માટે વાપર્યો હોય તો વધારે સારૂં. જો ભરતમાં ગોળ કાણું મોટું ભરવાનું હોય તો ફાંક ભરીને આ. ૪માં બતાવ્યા પ્રમાણે એક આડો ને એક ઉભો કાપ મૂકી કપડું અંદર સોયે વાળી પાંખડીઓ, પાંદડાં ભર્યાની રીતેજ ભરી જવું. ડાખળીના ટાંકે ડાળીઓ ભરવી, નીચેનાં બે પાંદડાં ઉપસેલાં ભર્યાં છે.

આ ઇંગ્લિશ ભરતમાં લાંબા, ગોળ વગેરે કાંણાં કાંણાં ને ઉપસેલા ભરતની સાથે સાથે (લેડર વર્ક) સીડીઓનો ભાસ આપતું ભરત પણ ભરાય છે. ચિત્રમાં લેડર વર્કનું ફુલ પાંદડું ને પતંગીયું ભરેલાં છે. એની ખાસ તરાહ આવે છે તે લઈ કાપડ પર દોરો. ચિત્રમાંની તરાહ ભરવા

માટે પહેલાં તરાહની બહારની લીટીઓ પર ફાંક મારી લેવી. અંદરની ઝીણી લીટીઓ પર કદિ પણ ફાંક ન મારતાં એમજ રહેવા દેવી. (જુ. આ. ૫) ચિત્રમાંનું ફુલ લવંડર, પતંગીયું આસમાની ને પાંદડું લીલુ ભર્યા છે. સોયમાં દોરો કે રેશમ પરોવી, ફાંકની બહાર સોય કાઢો. (જુ. આ. ૫ અ) ને ગુંથનારી કિનારી અંદર રહે તેમ એક દોરાની જાડાઈના ગાજના ટાંકે ભરવું શરૂ કરવું. પાંખડીની એક બાજુ સળંગ ભરી જવી. પછી બીજી બાજુ આવતાં જ્યારે વચલી નાની આડી લીટી આવે ત્યારે આગળ ન ભરતાં થોભી જઈ (જુ. આ. ૫ ક) સામેની લીટીને જ્યાં નાની લીટી મળે ત્યાં (જુ. આ. ૫ બ) સોય ટાંકાની ગુંથણીમાં ખોસી એક લાંબો ક થી બ સુધીનો ટાંકો લેવો. પછી તે બ ક લીટી પર દોરો લપેટતાં લપેટતાં ક સુધી આવવું. નાની લીટી પર દોરા લપેટતી વખતે સોય કપડાંથી અલગજ રાખવી. એ આખી લીટી કપડાંને નહિ અડતાં ફક્ત ક ને બ ના ગાજના ટાંકામાંજ જોડાયેલી રહેવી જોઇએ. વચલી લીટીઓ સહેજ જાડી કરવી હોય તો ક થી બ સુધી જેમ ટાંકો ભર્યો તેમજ પાછો બીજો ટાંકો બ થી ક સુધીનો ભરવો ને ફરી પાછો ત્રીજી વખત ક થી બ સુધી એક ટાંકો લેવો ને પછી લપેટવું. આમ જાડી કે પાતળી આડી લીટી ભર્યા બાદ ફાંક વાળી લીટી પર ગાજના ટાંકે ભરવું. બીજી આડી લીટી આવે ત્યારે તે પણ ઉપર સમજાવ્યા પ્રમાણેજ ભરવી ને એમ આખી પાંખડી પૂરી કરવી. આમ તમમ ભરત ભરી જઈ છેલ્લે વળાં પરથી ઉતારી કપડું ઉંધું કરી બારીક કાતરે ભરેલી પાંખડી વગેરે અંદરનો ભાગ કોતરવો શરૂ કરવો. તે માટે પહેલાં એક છેડેથી કાતરની અણી ખોસી વચલી નાની આડી લીટીઓ જરા પણ ન કપાય તેમ હળવેથી એકથી બીજે છેડેનો કાપ મૂકવો. પછી ટાંકાની અડોઅડથી કપડું કાપી નાખવું. કપડું કાપતાં નાની આડી લીટીઓ ઘણીજ સંભાળવી. (જુ. આ. ૬) આ ભરતમાં પણ સાથે સાથે થોડુંક ઉપસેલું ભરત લેવું જેથી વધારે શોભશે.




આ. ૨




## ૪ રીચેલીયું ભરત

આ ભરત ઘણા જુના જમાનાથી ચાલ્યું આવે છે. અસલની યુરોપીયન પ્રજાનું એ માનીતું ભરતકામ છે. આ તદ્દન શુદ્ધ ને સફેદ દોરે ભરેલું ભરતકામ ઘણુંજ કલામય ને આકર્ષક લાગે છે. હમણાં તદ્દન સફેદને બદલે રંગીન પણ ભરાય છે.

### જોઇતો સામાન

અણીદાર ઝીણી કાતરની ખાસ જરૂર હોય છે. આ ભરત માટે તદ્દન ઝીણું કે ઘણું જાડું કાપડ કદિ પણ ન લેવું. કારણ કે એનાથી કામ જોઈએ તેટલું સફાઇદાર નથી થતું. રીચેલીયું માટે હંમેશ પાસે પાસે વણાયલા હોય તેવા તારનું કાપડ લેવું. આડા ઉભા બન્ને બાજુના તાર એકસરખી જાડાઇના હોવા જોઇએ. ભરત માટે સાધારણ જાડાઇનો સુતરાઉ કે રેશમી દોરો વાપરવો. ગુંથવામાં વપરાય છે તેવો વળદાર દોરો સારો, કે જેથી કામ મજબુત પણ થાય.

### રીત

એની ખાસ તરાહ આવે છે તે કાપડ પર દોરવી. પછી આખી તરાહની લીટીઓ પર ઝીણી ફાંક ભરી જવી. તરાહની લીટી સિવાયની

વચમાં જે આડીતેડી લીટીઓ હોય તે ઉપર ફાંક ન ભરતાં તે લીટીઓ એમજ રહેવા દેવી. જે જગાએ જાડાઈ વધારે રાખવી હોય ત્યાં બેવડી ફાંક ભરવી (જુ. આ. ૧) તમામ તરાહ એકસરખી માપની ભરતાં કયાંક કયાંક તરાહમાં ભરતની જાડાઈ વધારવાથી તે વધુ દીપે છે. પછી તે લીટીઓ પર બધે ગાજનો ટાંકો ભરી જવો. ગાજના ટાંકાનો ગુંથાએલો ભાગ બહારની બાજુ રાખવો. જે જગા ઉપર જાડાઇ વધારે ભરવાની હોય ત્યાં બહારની બાજુ ભરી ફરી ગુંથાએલી બાજુ અંદર રહે તેમ પણ ભરી જવું (જુ. આ. ૨) તરાહની છેક બહારની જે સળંગ લીટી હોય છે તે પણ ગાજના ટાંકે ભરી દેવી. પણ એટલું ખાસ ધ્યાન રાખવું કે ભરતી વખતે ગુંથેલી બાજુ અંદર રહેવી જોઈએ. પછી તરાહમાં જે નસો વગેરે ભરવાનું હોય તે ડાચલીના ટાંકે ભરી લેવું.

હવે તરાહની કિનારીએ આડીતેડી લીટીઓમાંની એક આગળ સોય નીચેથી ખોસી ઉપર લાવો. ને તે લીટીના બીજે છેડે સોય કપડામાં નીચે ખોસો. (જુ. આ. ૩ અ) પછી તેની નજદિકમાંથીજ ખોસી સોય પાછી ઉપર લાવો, ને જે લાંબો દોરો ભરાયો તેના ઉપર ગાજના ટાંકાએ બીજે છેડે સુધી ભરી જાઓ (જુ. આ. ૩ બ). આ પ્રમાણે બધી આડી-તેડી લીટીઓ ભરવી. પણ ભરતાં ભરતાં કપડાંમાંથી કદિ સોય નહિ ખોસવી, પણ દોરો અધ્ધર રાખીને ભરવું. ફકત બે છેડેજ એ વળગેલો જોઈએ. અથવા ગમે તો ગાજના ટાંકે એ ન ભરતાં લાંબો દોરો ભરી તે સીડીઓનાં ભરતમાં લખ્યા પ્રમાણે લપેટી લેવો. દોરાની ગાંઠો કિનારીએ નહિ રાખવી.

બધું ભરાયા પછી ભરત ફેરવવું ઉંધું મૂકીને અણીદાર કાતરે બહારની સળંગ લીટીની ગુંથાયેલી બાજુ આગળથી કપડું કાપી નાંખવું. પછી તરાહની બહારની લીટીએ ગુંથેલી બાજુ તરફથી કાપડ કાપી નાંખવું. કાપતી વખતે આડીતેડી લીટીએ જરા પણ ન કપાય તે પર ખાસ ધ્યાન આપવું ને ધીરજથી કાળજીપૂર્વક કાપવું. આમ ભરેલી તરાહ રહેશે ને આડીતેડી લીટીઓ પાછળનું કાપડ કોતરાઈ જશે.

આ ૧. આ. ૨.





## રંગીન ભરત.

તરાહ કપડાં પર દોરવી. પછી ભરતમાં જ્યાં જ્યાં રંગીન જગા લેવાની હોય તે ભાગની આકૃતિ જોઈતા રંગીન કાપડ પર દોરી એપલીકયુમાં લખ્યા પ્રમાણે ચોંટાડવી. પછી બધું કોઇ એકજ રંગના રંગીન દોરે ભરી જઇ કોતરી નાંખવું. સફેદ કાપડને બદલે ખુલ્લા રંગનું કાપડ હોય તે પર આમ ભરાય ખરૂં.

## એપલીક્યુ ભરત.

જ્યાં જ્યાં મોટા વિસ્તારમાં ભરત ભરવું હોય ત્યાં દોરો ઘણો ખપે ને ભરવામાં વખત પણ બહુ લાગે. એમ હોય ત્યાં એપલીકયુ ભરત, ભરનારને આશીર્વાદ રૂપ થઇ પડે છે. તેની મોટી મોટી ભાત ઘણીજ સુંદર લાગે છે. પણ કાંઈ મોટીજ ભાત ભરવામાં એ ભરતકામ આવે છે એવું હંમેશાં નથી. ભરનારને, ગમે તો ઝીણી તરાહ પણ એપલીકયુ ભરતથી ભરી શકે છે. પડદા, ટેબલકલોથ (ગલીચા), ટ્રે કલોથ (થાળીઓ ઉપર ઢાંકવાનો રૂમાલ), ફ્રોક, જમ્પર, બ્લાઉઝ, કુશન (તકીયા), બીજી એવી ઘણી ચીજો ઉપર એપલીકયુ ખાસ શોભે છે.

રેશમી કાપડ પર, નેટ [જાળીદાર કાપડ] પર, ખાદી પર, મલમલ વગેરે બધીજ જાતના કાપડ પર એ ભરત શોભે છે. ભરતમાં જે કપડું વપરાય તેના રંગ ખાસ પાકા છે કે નહિ તેની ખાતરી પહેલેથી કરી લેવી જોઇએ. કારણ એકજ ધોમાં રંગ ઓગળેલું કપડું ખરાબ દેખાય છે. એટલુંજ નહિ પણ ભરનારની મહેનત તદ્દન બરબાદ જાય છે.

## જોઇતી ચીજો.

સાધારણ કદની કપડાં વગેરે કાપવાની કાતર, એક ઘણીજ તીણી અણીવાળી પાતળી નાની સરખી કાતર, બારીક ટ્રેસીંગ પેપર, જેવી રંગની ડીઝાઈન ભરવી હોય તેવા રંગના નાના મોટા કપડાંના કકડા, ખપજોગી લાહી, સુતરાઉ રેશમી દોરા કે રેશમ કે આરી ભરવાનો કસબ આવે છે તે કસબી દોરા, જો રેશમી કપડા પર એપલીકયુ ભરત કરવું હોય તો ભરવા માટે રેશમ કરતાં આરીના કસબી દોરા વધારે દીપે છે. ચઢ ઉ-તરનાં માપનાં ટાંકણાં પણ જોઇશે. [કોઈ પણ લુહારને ટાંકણાં કહેશો તો બનાવી આપશે.] ઘણાં નહિ તો બે ટાંકણાં ઓછામાં ઓછાં જોઇએજ. એક ૫ા ઇંચની પહોળી ધારનું ને બીજું એટલા માપનુ અર્ધ ગોળાકાર ટાંકણું.

## રીત.

તમને જેવી ગમે તેવી ભરત પસંદ કરો. દાખલા તરીકે આપણે સૂર્યમૂખી ને એક નાનું ઉડતું પતંગીયું ભરવા લઈએ પુલની કળીને માટે પીળું કપડું જોઈશે પાંદડાં, ડાખળીને વાસ્તે લીલું જોઇશે. પતંગીયું લવંડર કે ગુલાબી રંગનાં કપડાંએ ભરીએ. જો કપડાંના રંગ કરતાં ભરવાના દોરા કે રેશમ જરા વધારે ઘેરા રંગનાં લેવાય તો ભરત વધારે શોભે છે. અહિં પીળો, લવંડર, લીલો અને તપખીરીયા રંગના દોરા જોઈશે. પીળા કપડાના માપનું બારીક પારદર્શક કાગળ [ટીસ્યુ પેપર] આવે છે તે લેવો ને તે પર લાહી લગાડવી. પછી પીળું કપડું પેનસીલ કે નેતર પર લપેટી તેનો છેડો પારદર્શક કાગળ પર મૂકી આસ્તેથી પેનસીલ ફેરવી કપડું ખોલી ચોંટાડવું. આમ કાગળ પર વધારે સફાઈથી કપડું ચોંટે છે. જ્યાં જ્યાંથી કપડું પુલેલું દેખાય ત્યાં ત્યાં હાથ ફેરવી પરપોટા કાઢી નાખવા. હાથ ફેરવતી વખતે અંદરથી [વચમાંથી] બહાર ફેરવવો. સળ પણ હોય તો કાઢી સફાઈદાર કરવું. એવીજ રીતે લીલું ને લવંડર કપડું પણ ચોંટાડવાનું. એક પાટલા પર કે ટેબલ પર એક કાગળ મૂકી કે સફેદ

કપડું પાથરી, તે પર ચોંટાડેલું કપડું મૂકી, બીજો પાટલો કે ચોપડીઓ મૂકી દબાવા દેવું ને જ્યારે સૂકાય ત્યારે લઈ લેવું.

સૂર્યમૂખીની ભાત મૂળ કપડા [જે પર ભરત ભરવાનું હોય તે] પર દોરો. પીળા કપડા પર ફુલની તરાહ ને કળીની તરાહ દોરો ને આકાર કોતરી નાંખો લીલા કપડા પર પાંદડું ને ડાખળી દોરો. ડાખળી જુદી ને પાદડું જુદું દોરી પછી તેમની જગા પર ચોંટાડી શકાય. ફુલની કાગળની બાજુએ લાહી ચોપડી મૂળ કપડાં પર ફુલની જગા દોરેલી હોય ત્યાં મૂકી દબાવીને ચોંટાડો. એવોજ રીતે બધું ચોંટાડવું. પછી પાછું કાગળની વચમાં ચોંટાડેલો ભાગ મૂકી દબાવીને સૂકાવા દેવો. બધું એક સામટું ન ચોંટાડતાં થોડું થોડું રોજ જેટલું ભરી શકાય, તેટલું જ કોતરીને ચોંટાડવું. કારણ કે લાંબો વખત ભર્યા વગર રહે તો કિનારીઓ ચુંથાઇ જાય છે. કેટલીક તરાહની બહારની કિનારીજ નહિ પણ અંદરથી પણ કોતરવી પડે છે. ત્યારે ટાંકણાંનો ઉપયોગ કરવો. આવું કોતરવાનું કાતરથી જોઈએ તેવું સફાઇદાર કોતરાતું નથી. ટાંકણું મૂકી વચમાંથી ડાબે હાથે મજબુત પકડી, જમણે હાથે કોઇ ભારી વજનથી ઠોકો મારો એટલે કપડું કપાશે. એમ જરા જરા આગળ ચાલતા જઈ આખી તરાહ પૂરી થાય એટલે કપડું કાઢી લેવું. જો કોઈક જગાએથી જરા જરા વળગેલું હોય તો સંભાળથી કાતર કે ફરી ટાંકણાએ કાપી નાંખો જેમ ફુલ મૂળ કપડાં પર ચોંટાડ્યું હતું તેમ ડાખળી પણ કોતરી ચોંટાડો. પછી પાછું તે કળી પણ બરાબર ગોઠવીને ચોંટાડો, ને સુકાવા દો.

પછી વળાં પર (ભરતકામ બરાબર ભરાય તે માટે ગોળ બે રીંગ કે જેની વચમાં કપડું મૂકીને ભરાય છે તે) ચઢાવો. હાથમાં રાખીને પણ ભરાય તો ખરૂં; પણ જો વળાં પર ચઢાવ્યું હોય તો કામ વધારે ઝડપથી ને વધારે સફાઇથી થાય છે. ફુલની કિનારીઓ પીળે દોરે ને પાંદડાં પર લીલે, ને પતંગીયાં પર લવંડર દોરો. આ. ૧માં બતાવ્યા પ્રમાણે થોડે થોડે અંતરે ટાંકા મારી લો. પછી ફુલ ને કળી માટે પીળો દોરો કે રેશમ પરોવી, બધી કિનારીએ એક કે દોઢ દોરાની પહોળાઈનો સાદો કે ગાજનો

ટાંકો ભરી જાઓ. ટાંકો અંદરથી લઇ કિનારીની બહાર મૂળ કપડાંમાં ખોસીને ભરવો. પાંદડાં ને ડાળી લીલા દોરે ભરો. પતંગીયું લવંડર દોરાએ ભરો. ગમે તો સાદા ટાંકાએ ભરો ને વચમાં રંગબેરંગી ઝીણાં ટપકાં ભરો. એપલીકયુ ભરતમાં પહેલાં નચંહની આખી કિનારી સામટી ભરી લેવી ને પછી અંદરનું ભરવું. જો ભરતની તરાહ ઘણી મોટી હોય તો ભરવાના ટાંકા પણ મોટા (આસરે પા ઈંચ) લેવા. નાની ભાત હોય તો નાના લેવા. આજુબાજુની કિનારી પૂરી થયે અંદરનું શરૂ કરો. ફુલની અંદરની નસ ડાખળીના ટાંકે ભરો. પાંદડાની નસો પણ ડાખળીના ટાંકે લીલો ભરો. ફુલની વસમાંનો ગોળ ભાગ ભરવા માટે બહારની ગોળ તપખીરીઆ દોરીને ડાખળીના કે ગમે તો સાંકળીના ટાંકે ભરી પછી તેમાં એક છેડેથી બીજે છેડે સુધીના લાંબા આડા ઉભા ટાંકા ભરી જાળી પાડો. તે દરેક આડો ઉભો દોરો જ્યાં એક એકને મળે ત્યાં એક બાજુથી બીજી બાજુ ખોસી નાનો ટાંકો ભરો ને દરેક ચોકડીની વચમાં એક એક ખાળાનો ટાંકો ભરો (જુ. આ. ૨). વચમાંનું પણ બધુ તપખીરીયા રેશમે જ ભરો.

ભરતની બહારની કિનારી ગમે તો કાઠીઆવાડી કે સાદે ટાંકે પણ ભરાય કે ગમે તો પહેલા ટાંકા મારી પછી જાડો દોરો આજુબાજુ કિનારીએ ટાંકી જાઓ ને તે દોરાને આજુબાજુ સાંકળા ભરો તો પણ ચાલે. તરાહમાં જુદા જુદા રંગના દોરે ન ભરતાં ગમે તો આખી ભાત એકજ રંગના દોરાએ પણ ભરી શકાય. પણ આ માટે ઘેરા રંગનો દોરો કે ઘેરો. લાલ, તપખીરીઆ કે કાળા રેશમ વગેરેથી ભરવું કાળો રંગ સૌથી વધારે એમાં દીપશે.

## એકજ રંગે ભરેલું ભરત.

જુદા જુદા રંગ ન લેતાં આખી તરાહને માટે એકજ રંગનું, મૂળ કપડાંના રંગ સાથે શોભે તેવું કપડું લઈ તરાહ કોતરી, ચોંટાડી પછી આખી તરાહ એક રંગના દોરે કે રેશમે ભરી જવી. સફેદ પર ઘેરા રંગની કે મૂળ ઘેરા રંગના કપડાં પર સફેદ કે ખુલ્લા રંગની આખી તરાહ એક રંગના દોરે ભરેલી પણ ઘણી શોભે છે.

## નેટ ( જાળીદાર કપડાંનું ) એપલીકયુ ભરત.

આ ભરત ખાસ કરીને સફેદ કપડાં પર ઘણુંજ દિપે છે ને સુંદર ભરાય છે. મુળ કપડાં પર તરાહ દોરો. પછી જ્યાં જ્યાં નેટ મૂકવી હોય ત્યાં ત્યાં તરાહથી સ્હેજ મોટો નેટનો કકડો કાપી મૂકો ને આજુબાજુથી ફાંકી લો કે ખસી ન જાય. નેટમાંથી તરાહ દોરેલી દેખાશે એટલે બહારની લીટી ઝીણી ફાંકે ભરી લો ને ઉપર સાદા કે ગાજના ટાંકે સફેદ દોરા કે રેશમ વતી ભરો. બધું ભરાયા પછી ભરત ઉંધું કરી તરાહની અંદરનું કપડું ઝીણી કાતરે કોતરી નાખો. બરાબર ટાંકાની ધારે ધારે કાપવું. પણ ટાંકા જરાએ ન કપાય તેની ખાસ કાળજી રાખવી. પછી પાછું સઘળું કરી ભરતની કિનારીની બહાર જે સળી દેખાતી હોય તે પણ ટાંકાની લગોલગથી કાપવી.

## છાયા પડતું એપલીકયુ ભરત.

આ ભરત ઘણાં ઝીણાં કુમાસનાં બારીક કપડાં પર ભરાય છે. એમાં તો ઝીણી તરાહ નજ લેવી. મોટી મોટી તરાહ લેવી. એકદમ ઘેરા રંગની ભોંય પર તદ્દન ખુલ્લા એકજ રંગની તરાહ શોભે છે. ખુલ્લા રંગનાં કપડાં પર ઘેરા રંગની તરાહ ભરાય કે કપડાં પર અવળે પડે તરાહ દોરો. ભાર દઇને દોરવા કે સવળે પડે પણ દેખાય. જો સવળે પડે ન દેખી શકાય તો પછી અવળે પડે દોરી બધી લીટીઓ પર ઝીણી ફાંક મારવી કે દેખાય. પછી તરાહમાં જે ભાગો મોટા મોટા હોય તેજ ભાગના આકારનાં ઘેરા રંગનાં કપડાં પર તરાહ પાડવી. જેમકે ફુલ, પાંદડાં વગેરે ચોંટાડવાં ને બાકી ડાળી વગેરે સાદા ટાંકાએ ભરવું. તરાહ પાડયા પછી કાતરે કોતરી નાખવું. ને અવળે પડે જ્યાં તરાહ દોરેલી ત્યાં મૂકી ટાંકણીઓ ખોસી ખસી ન જાય તેમ કરવું; ને ઝીણી ફાંક મારી બરાબર ટાંકવું. આ કામમાં જરા પર લાહી વાપરવી નહિ. આમ ટાંકયા પછી સવળું કરી જેવા રંગીન દોરે ભરવું હોય તેવા દોરાથી સાદા ટાંકા (લગભગ ૫ા ઇંચ મોટા) એ કિનારી ભરી જવી. ભરતી વખતે સોય ઉપર

નીચેનાં બન્ને કપડાંમાંથી બરાબર આરપાર જવીજ જોઇએ. નહિ તો પાછળથી કપડું નીકળી કે ચુંથાઇ જશે. પાછલી બાજુ મૂકવાનું કપડું પાસે પાસે તારનું હોય તેવું લેવું. ઝટ કાપતાંને વાર ચુંથાવા લાગે તેવું કપડું પાછળ કદિ વાપરવું નહિ. પછી અંદરની જે લીટીઓ ભરવાની હોય તે ડાખળીના ટાંકે ભરવી. ડાખળા સાદા ટાંકે ભરવી.

પુરૂં થયા પછી ઝીણાં કપડાંમાંથી પાછળનાં ઘેરાં ફુલ, પાંદડાં, પતંગીયાં, પક્ષી વગેરે આછા રંગનાં દેખાશે ને ઉપરની પુરેપૂરા રંગોની કિનારીઓ ને ડાળીઓ વગેરે ઘણું સુંદર બનશે.

આ ભરત બારીક પડદા, ફ્રોક, બ્લાઉઝ, જમ્પર, ખુરસી પર નાખવાના નાના ગલીચા વગેરે ઉપર ભર્યું હોય તો ખૂબ શોભી ઉઠે છે.

## નેટ એપલીકચુ બીજા પ્રકારનું.

આમાં અમુક આકારની અંદર ફુલ વગેરેની તરાહ આવે છે. તે રંગીન દોરે ભરાય છે. તરાહ દોરી અવળે પડે તેથી મોટી નેટ કાપી ટાંકી દો. ઉપલે પડે રંગના દોરા કે રેશમે બધી તરાહ સાદા ટાંકે ભરી જવી. દોરા એક ઠેકાણેથી બીજે ઠેકાણે ન લેતાં જ્યાં કામ પુરૂં થાય ત્યાંજ ટાંકા મારી તોડી લેવા. પહેલાં તરાહ પર ફાંક મારી પછીજ ભરવું. બહારની કિનાર જરા જાડી ભરવી. બધું ભરાયા પછી સવળે પડેથી પુલ, પાંદડાંનું કપડું જે ભરાયલું તે રાખી આજુબાજુનું કાપી નાખવું. જુઓ નમુનો. ઘણીજ સંભાળથી કાપવું. પાછળની નેટ કાપવી જોઇએ નહિ.












## છિદ્રો છિદ્રોવાળું ભરતકામ (પંચ વર્ક)

આ ભરતકામમાં મોટી તરાહ કોઈ પણ જાતના ટાંકાઓ વડે ભરાય છે ને વચમાંની ખાલી જગામાં ઝીણાં ઝીણાં છિદ્રોની જાળી ભરવામાં આવે છે. આ ભરત સુંદર ને મજબૂત બને છે. તેમજ કોઈ વાર વચમાં કાંઈ ભાત ભરી તેની આજુબાજુ જાળી કઢાય છે.

આ ભરત માટે કપડું એક સરખી જાડાઈના તાંણા ને વાણા હોય તેવું લેવું. કુમાસમાં ઝીણું, જાડું ગમે તેવું ચાલશે. સફેદ કપડાં પર સફેદ ભરત ને રંગીન કાપડ પર જુદા જુદા રંગે ભર્યું હોય તો દીપે છે.

**સામાનઃ**—Sea Needle (સી નીડલ) આકૃતિમાં બતાવ્યા પ્રમાણેની સોય મળે છે તે વાપરવી. એ સોય અણી પાસેથી ગોળાકારને બદલે ચપટી ત્રિકોણાકારની હોય છે. આથી છેદ ભરવાનું કામ ઘણીજ સહેલાઇથી ને ઝડપથી થાય છે. જો આવી સોય ન મળી શકે તો ઝીણાં કુમાસનાં કપડાં માટે સાધારણ શીવવાની સોય ચાલશે. પણ જાડા કાપડ માટે ટુંકી પણ ઘણી જાડી સોય વાપરવી. બાકીના સામાનમાં મન પ્રમાણેના દોરા, રેશમ ને કાપડ લેવુ. છિદ્રો ભરવા માટે કાપડના તારની જાડાઇથી ઘણો જાડો એવો દોરો ન લેવો. ઝીણાં કાપડ માટે બારીક પણ ઘણો મજબુત દોરો વાપરવો.

**રીતઃ**—તરાહ ઘણા ખાંચાખુંચીવાળી ન લેતાં સાદી લેવી. એટલે કે એની બહારની લીટીઓ ઘણી વાંકીચુંકી ન હોય તેમ સારૂ. તરાહની લીટીઓ પર ઝીણો ફાંક ભરી જવી ને બે લીટીઓની વચમાં પણ ફાંક ભરી લેવી. પછી તે દોરા ભરેલી જગા સાદા ટાંકાએ ભરી જવી. આમ પહેલાં બધું સાદા ટાંકાએ ભરવાનું હોય તેટલું પૂરું કરી દેવું. પછી અંદરનું છિદ્રોવાળું ભરત ભરવાનું શરૂ કરવું. સી નીડલ વાપરો તો દોરો પરોવી કાંણાને ગાંઠ વાળવી.

આકૃતિમાં ફુલ ને પાંદડાંની તરાહ છે તે કેમ ભરાય તે જોઇએ. દરેક ભાત વળાં પરજ ભરવું. ફુલ ને પાંદડાંની તરાહ ઉપસાવેલી ભરી જવી. ડાંખળીના ટાંકે ડાળી ભરવી. ત્યાર બાદ પંચ વર્ક શરૂ કરવું. ભરત જમણી બાજુથી શરૂ કરી ડાળી તરફ જવું. બનતાં સુધી તરાહનો જે ભાગ સૌથી વધારે પહોળો હોય ત્યાંથી શરૂ કરી આજુબાજુ વારાફરતી ભરવું. આમ કરવાથી સહેલાઇથી બધાં છિદ્રો એક સરખી સીધી લીટીમાં ભરી શકાય છે. સોય ઉપસાવેલા ભરતની અંદરની જમણી બાજુમાં નીચેથી ખોસી ઉપર કાઢો. (જુ. આ. અ છિદ્રોના ભરતની આકૃતિઓ) પછી બરાબર સીધી લીટીમાં ૪ કે ગમે તો ૫ તાર ગણી સોય નીચે બ આગળ ખોસી પાછી અ કે ક આગળ ઉપર કાઢો. પછી ફરી વાર એમજ બીજો ટાંકો ભરો. પણ સોય બમાંથી ક આગળ ન કાઢતાં અની સીધી લીટીમાં ડાબી તરફ ૪ કે ૫ તાર ગણી ત્યાં સોય ખોસો (આ. ૧માં ડ આગળ) ત્યાંથી પણ ઉભા ૪ કે ૫ તાર ગણી બે ટાંકા ભરી આડા ૪ કે ૫ તાર ગણી આગળ ચાલવું. આમ છેક ડાબી બાજુનાં ઉપસાવેલાં ભરત સુધી કરવું. પછી ભરતકામ ફેરવી જે ટાંકાઓ લીધેલા તેજ હારમાં પાછું ભરવું. આમ વચમાંની શરૂઆતની લીટીની ઉપર નીચે બધે ભરી દેવું. પછી ભરતકામ એવી રીતે ફેરવવું કે ઉભા જે ટાંકા ભરેલા તે ટાંકા ભરનારની સામે આડી લીટીમાં આવવા જોઇએ. જે કાણાં પડયાં હોય તેમાં બે બે વાર ઉભા ટાંકા લઇ ભરવું. એટલે આ. ૨ છે તેવું ભરતકામ થશે. આમાં જેમ જાડી સોય હોય તેમ કાણાં મોટાં પડે છે.

જો સોય જાડી જોઇએ તેવી ન મળે તો છિદ્રો ભરવાની જગામાં ત્રણ તાર રાખી બે તાર ખેંચવા; પાછા ત્રણ રાખી બે ખેંચવા. આમ કરવા માટે ખેંચવાના તાર ભરતની બન્ને કિનારીએથી ઝીણી કાતર વડે કાપી નાખી ખેંચી કાઢવા. આડા તેમજ ઉભા બન્ને બાજુના તાર ખેંચવા. (આ. ૪માં બતાવ્યા પ્રમાણે) પછી એમ દોરો કાઢેલી દરેક ચોકડીના તાર પર ત્રણ ત્રણ વાર દોરો લપેટવો. એટલે આ. ૪માં જણાવ્યા પ્રમાણેનું

જાળીનું ભરત થશે. (સી નીડલ આ. ૩ માં જુઓ.)

## રેશમનું ભરતકામ

દરેક દેશમાં સ્ત્રીઓ કોઈ ને કોઈ પ્રકારનું ભરતકામ ભરી તો જાણે છેજ. આપણે ત્યાં પણ ઘણી ખરી બહેનો સાદા પ્રકારનાં રેશમનાં ભરતકામથી માહિતગાર હોય છે.

મુખ્ય ચાર પ્રકારનું રેશમનું ભરતકામ આવે છે. પછી બીજાં ઉપજાવી કાઢેલાં તો તરેહ તરેહનાં ભરત થઇ શકે.

### ૧ સાદા ટાંકાનું ભરત

આગળ જોઇ ગયા પ્રમાણે સાદા ટાંકે તમામ ભરત ભરવામાં આવે છે. રેશમનાં ભરતમાં તેજ ને છાયા આપવા માટે ચઢ ઉતરના ફુલ ને પાંદડાંના રંગ લેવાય છે. માટે એકજ જાતના ચઢઉતરના ૩, ૪, કે ૫ ઘેરા ખુલ્લા રંગ વાપરવા. બાકી ખપ પ્રમાણે બીજા રંગો લેવા. ફુલ ભરવામાં નાનાં ફુલો માટે ૨ કે ૩ જાતના ઘેરા ખુલ્લા રંગ લેવા. જ્યારે મોટાં ફુલો માટે ૪ કે ૫ ચઢઉતર રંગ લેવા. ભરત કરતી વખતે ડાબી બાજુએથી પ્રકાશ લેવો. એટલે ફુલની ડાબી બાજુ વધારે ખુલ્લી લેવી, ને આગળ જતાં જમણી બાજુ વધારે ને વધારે ઘેરી કરતાં જવું. નાનાં ફુલો ભરવા ઉભો ટાંકો લેવો. પહેલાં પાંખડીની વચ્ચેથી શરૂ કરી બાજુએ જરા જરા નીચે ઉતરતાં જઈ આકાર લેવો. એક બાજુ પૂરી થયે બીજી બાજુ ભરવી. વચમાં સૌથી ઘેરા રંગની છાયા આપવી. (જુ. આ, ૯) મોટાં ફુલની પાંખડીઓ આડા ટાંકાએ ભરાય છે. તેમાં ટોચ પર તદ્દન ખુલ્લો રંગ વાપરી નીચે જતાં વધારે ઘેરા લેતાં જઈ મૂળ આગળ તદ્દન ઘેરો વાપરવો. (જુ. આ. ૨૦) ફુલનાં મૂળ આગળ જો પાંખડીઓ એક એકમાં મળી જાય તો ઘેરી પાંખડીઓને ખુલ્લા રંગની ને ઘેરા રંગની એમ એક બારીક નાની લીટી વચમાં ભરી જુદી પાડવી.

પાંદડાંમાં પણ નાનાં પાંદડા માટે બે ઘેરા ખુલતા રંગ ને મોટાં

માટે ચાર લેવા. નાનાં પાદડાં માટે પાંદડાંની નસ આગળથી બે ભાગ કરી દેવા. સર્વે પ્રકારનાં પાંદડાંમાં એમ બે ભાગ તો અવશ્ય કરવાજ જોઇએ. એક ભાગ ખુલ્લો ને બીજો ઘેરો ભરવો; ને સૌથી ઘેરા રંગે નસ ભરવી. (જુ. આ. ૬) મોટાં પાંદડાં હોય તેને ટોચ પર સૌથી ખુલ્લો રંગ ભરવો. સાદાજ ટાંકા લેવા; પણ ઉપરથી નીચે ત્રાંસા ભરવા. પછી સ્હેજ ઘેરો, પછી વધારે ઘેરો ને છેલ્લે સૌથી ઘેરા રંગની નસ ભરવી. (જુ. આ. ૧૭) નસ ડાખળીના ટાંકે ભરવી કે ચીરેલે ટાંકે ભરવી. ચીરેલો ટાંકો ભરવા ફાંક જેવો નાનો ટાંકો ભરવો. સોય તે ટાંકાની અધવચમાં ખોસી ઉપર લાવવી ને પાછો બીજો ટાંકો લેવો. તે પણ ચીરીને ત્રીજો ભરવો. ફુલની વચલી જગા ખાખાના ટાંકે ભરવી. આ ભરત માટે સાધારણ રીતે રેશમની આંટીના ત્રણ તાર વપરાય છે. આમાં કાપણીઓ સાદે ટાંકેજ ભરવી. પણ ટાંકા સ્હેજ ત્રાંસા લેવા. જ્યાં વળાણ આવે ત્યાં બહારની (ઉપસેલી) બાજુ તો હંમેશ જેમજ ભરવી. પણ અંદર વળતી બાજુએ ટાંકા એકજ જગાએ ખોસવા (જુ. આ. ૧૮)

## બન્ને બાજુ સરખું ભરત

આ ભરત તદ્દન સાદા ટાંકાએજ ઉપર જણાવ્યા પ્રમાણેજ ભરવું. પણ આપણે જેમ ભરતાં ગાંઠ લઇએ તેમ તેમાં ન લેવાય. જે ભાગ ભરવાનો હોય ત્યાં સંભાળથી છેડા સુધી રેશમ ખેંચી એકાદ બે નાના ટાંકા આંટા સાથે લેવા. પછી સાદા ટાંકાએ ભરવું. જેમ ઉપર સાદા ટાંકા ભરાય તેમજ નીચે પણ ભરાય છે. દોરો તોડતી વખતે પણ જે ભાગ ભરવાનો બાકી હોય ત્યાં આટાંવાળા ટાંકા લઈ ઉપર ભરવું, અથવા ભરેલી જગાએથી સોય વડે ટાંકા ખસેડી બે ત્રણ ઝીણા ટાંકા ભરી રેશમ કાપી નાખી સરખું કરી દેવું. આમાં ફુલની વચમાં ખાખો ન ભરતાં સાદા ટાંકાએજ બધું ભરવું. એક ભરાયા પછી રેશમ વધે તો બીજી જગાએ સોય ન ખોસતાં રેશમ ટાંકીને કાપી ફરીથી તે ભાગ જુદોજ શરૂ કરવો. પાછળ પણ અહિંથી તહિં લાંબા તાર રહેવા જોઈએ નહિ. આવું ભરત

બન્ને બાજાથી તદ્દન એકજ સરખું લાગે છે. હાથ રૂમાલો, શાલો, વગેરે જે ચીજોની બન્ને બાજુએ વપરાય છે ત્યાં આવું ભરત ઉપયોગી બને છે, ને સુંદર ઘણુંજ લાગે છે.

## લાંબા ને ટુંકા ટાંકાઓ ભરવાનું ભરત

આ ભરતમાં ઉપર સાદા ટાંકાનાં ભરતની જેમજ બે, ત્રણ કે ચાર જાતિના ઘેરા ખુલ્લા રંગો લેવાય છે. પણ એમાં એક ટાંકો લાંબો, એક ટુંકો એમ વારાફરતી ટાંકા લઈને ભરાય છે આમાં બરાબર તેજ ને છાયા આપવામાં આવે તો એક સુંદર ચિત્ર રંગ્યું હોય એવુંજ આબેહુબ એ ભરત લાગે છે.

આમાં બનતાં સુધી રેશમના કુદરતી રંગો લીધા હોય તો ભરત વધારેજ આકર્ષક બને છે.

પ્રકાશ ડાબી બાજુએથી લેવો. ભરતનો જે ભાગ આંખ આગળ હોય તે ખુલ્લો ને દૂર હોય તે ઘેરો લેવા યાદ રાખવું. ભરવા માટે તરાહની બહારની કિનારીએ ભરવું શરૂ કરી અંદર જવું. સાદા ટાંકા માફક એક નાનો ટાંકો ભરવો. પછી તેની બાજુમાંજ બીજો એવોજ પણ એનાથી સ્હેજ નાનો ભરવો. પછી પાછો મોટો પાછો નાનો એમ ભર્યા કરવું. (જુ. આ. ૧૬).

પાંદડાં ને પુલો વિવિધ આકારનાં હોય છે. તે છતાં તે બધામાં થોડું ઘણું મળતાપણું હોય છે.

જો પાંદડાં લાંબાં હોય અથવા વચમાં એકજ નસ હોય તો તે પાંદડાં ભરવા માટે એક ભાગ ખુલ્લા રંગે ભરી બીજો ભાગ વધારે ઘેરા રંગે ભરવો. વચલી નસ દેખાય તેમ ભરવી. પાંદડાંનો નીચલો ભાગ હોય ત્યાં થોડીક ઘેરી છાયા આપવી. જો પાંદડું વળેલું હોય તો યાદ રાખવું કે પાછલો ભાગ આગળ ને આગલો ભાગ પાછળ જાય છે. જ્યાં પાંદડું વળ્યું હોય ત્યાં ઘેરી છાયા આપવી. (જુ. આ. ૧).

પાંદડાં ઘણાં નાનાં હોય તો એક ભાગ ખુલ્લા રંગે ને બીજો ઘેરા

રંગે ભરી સૌથી ઘેરા રંગની નસ ભરવી. (આ. ૨).

સાધારણ કદનાં પાંદડાં માટે બે ચઢઉતરના રંગ વાપરવા. એક ભાગમાં ખુલ્લો રંગ કિનારીએ તો બીજા ભાગમાં નસની પાસે ભરવો પછી ઘેરો રંગ પણ એમજ એક બાજુ કિનારીએ તો બીજી તરફ નસ પાસે લેવો. પછી નસ ભરવી. પાંદડાં ભરતાં ટાંકા કિનારીથી શરૂ કરી નસ તરફ ત્રાંસા લેવા. (જુ. આ. ૪) જો પાંદડાં ખાસાં મોટાં હોય તો તેમાં ૨ કે ૩થી પણ વધારે ઘેરા ખુલ્લા રંગ વાપરવા. તેજ ને છાયા માટે એક ભાગમાં કિનારીએ ખુલ્લો તો બીજામાં નસ પાસે લેવો. તે પ્રમાણે બીજા રંગો ચઢઉતરના લેવા. નસ આગળ ઉંડાણ બતાવવા સૌથી ઘેરો રંગ વાપરવો ને ઉપસેલો બતાવવા સૌથી ખુલ્લો વાપરવો. અણિદાર પાંદડાંઓની ટોચ હંમેશ સૌથી ખુલ્લે રંગેજ ભરવી. (જુ આ. ૬) જો પાંદડું વળેલું હોય તો તે તેટલા વળેલા ભાગમાં ફાંક ભરી ઉપસાવીને સાદે ટંકેજ ભરવો. ડાબી બાજુથી વળેલો હોય તો આ. ૭ અમાં બતાવ્યા મુજબ અંદરના ભાગ પાસેથી શરૂ કરી બ્હારની બાજુ નીચે ત્રાંસો ટાંકો લેવો. જમણી તરફ વળેલું હોય તો અંદરના ભાગથી ડાબી બાજુએથી ત્રસો ટાંકો લઇ બહાર લેવો. (જુ. આ. ૭. ક.) પછી તે વળેલો ભાગ માલમ પડી આવે માટે ઘેરી છાયાની બારીક લીટી ભરવી. ટોચ પરથી પણ વળેલુ હોય તો એમજ ભરવું. પણ વળેલી જગા નીચે ઘેરી છાયા આપવી. (આ. ૭ બ).

જો પાંદડાં ગોળાકાર પડતાં હોય તો યાદ રાખવું કે બધાંજ ગોળ પાંદડાંને, જ્યાં ડાંખલી મળે છે ત્યાં મૂળ આગળથી નસો શરૂ થઇ ચારે કોર ફેલાય છે. પહેલે નસો ભરવી પછી કિનારીએથી ખુલ્લો રંગ ભરવો શરૂ કરવો બધા ચઢઉતરના રંગ ભરતાં ભરતાં મૂળ આગળ જવું. જો કિનાર વાંકી ચૂકી કે કરચળી વળેલા જેવી હોય તો ઉંડા ખાડા બતાવવા. સૌથી ઘેરો રંગ ભરી આજુબાજુ એકાદ બે ટાંકા ઘેરા લેવા. (જુ. આ ૫. અ ને બ).

કેટલાંક પાંદડાં ઘણાં નાનાં પાંદડાંના ફાંટાઓ મળીને બનેલાં હોય છે. તેવાં ભરવા માટેની તે પાંદડાંની મુખ્ય નસો ભરી જવી. ને પછી દરેક શાખા જાણે એક છુટું પાંદડું જ ન ભરતાં હોઇએ તેમ છાયા તેજ આપી ભરવી. ટોચ તદ્દન ખુલ્લી ભરવી ને ઉંડા ભાગ ઘેરા લેવા. (જુ આ. ૮). વળેલા ભાગ ઉપસાવવા.

લાંબા ને ટુંકા ટાંકે ફૂલો ભરવા માટે પણ ૨, ૩ કે ૪ ઘેરા ખુલ્લા રંગ વાપરવા. કિનારી તદ્દન ખુલ્લા રંગે ભરવી શરૂ કરી એક પછી એક ઘેરા રંગો લઈ અંદર સુધી ભરતાં જવું. વળેલી પાંખડી ઉપસાવવી. દરેક પાંખડી છૂટી છૂટી ભરવી. ને મૂળ આગળ જો મળી જતી હોય તો તે દરેકને એક બારીક લીટી ભરી જુદી પાડવી. પાંખડીનો ઘેરો ભાગ છૂટો દેખાડવા તદ્દન ખુલ્લા રંગની લીટી ભરવી. ને ખુલ્લા રંગની બે પાંખડીઓ માટે તદ્દન ઘેરો રંગ વાપરવો. પાંખડીમાંની કરચલી ઘેરા રંગે ભરવી. (જુ. આ. ૧૧. અ ને બ) પાંખડીઓ ચઢઉતરના રંગે ભરી તદ્દન ઘેરા રંગે કે કોઈ મળતા આવે તેવા રંગે બારીક નસો ચીરેલા ટાંકાએ ભરવી (જુ. આ. ૧૧. ક). જો પાંખડી ઉપસેલી દેખાડવી હોય તો આજુબાજુ ચઢઉતરના ઘેરા રંગો પર ઉપસેલો ભાગ સૌથી ખુલ્લો ભરવો. (જુ. આ. ૧૧. ડ) કોઈ પાંખડી જો કોડીયાંની માફક વળેલી હોય તો બહારની જગા તદ્દન ખુલ્લી, આજુબાજુની ઘેરી ને અંદરની ઉંડી જગ્યા તદ્દન ઘેરી ભરવી. (જુ. આ. ૧૨).

કેટલીક પાંખડીઓ વચમાંથી એક રેસાવાળી આવે છે ત્યાં ખુલ્લી ઘેરી જેમ જોઇએ તેમ નસ ભરી અંદર ઘેરા રંગે ભરવું. ટાંકા ત્રાંસા લેવા જોઈએ. [જુ. આ. ૧૩]

જો કુલો ગોળ ઘંટડીનાં આકારનાં હોય તો પહેલાં ઉપકો કરચલીવાળો ભાગ ભરી લઇ પછી આજુબાજુથી ભરવું. વચલો તદ્દન ખુલ્લો ભરવો. જ્યાં કુલ ડાંખળીને મળે છે, ત્યાંનો ભાગ તદ્દન ઘેરોજ ભરવો. [જુ. આ. ૧૪]

જો ફુલો ઉપરથી પાંદડી આકારનાં ને નીચેથી ભુંગળી આકારનાં હોય તો પહેલાં દરેક પાંખડી જુદી જુદી ભરી નીચેની ભુંગળી પાંખડીના રં-ગથી સ્હેજ ઘેરા રંગે ભરવી. (જુ. આ ૧૫)

કળીઓ ભરવા આજુબાજુનો ભાગ ઘેરો ભરી નીચે ઘેરી છાયા આપવી. કળી લાંબી હોય તો ટોચ પણ સ્હેજ ખુલ્લા રંગે ભરવી. કળી-ઓમાં તદન ખુલ્લો રંગ ન ભરતાં સ્હેજ ઘેરા રંગોમાં ભરવી ને ફક્ત ઉ-પહેલા ભાગોજ ખુલ્લા રંગો વડે ભરવા. (જુ. આ. ૧૯.)

ડાખળીઓ નહિ હોય તો તે ભરવા બન્ને બાજુ સૌથી ઘેરો રંગ વાપરવો. પછી અંદર તેની પાસે સ્હેજ ઘેરો ભરવો ને વચમાં તદન ખુલ્લો રંગ લેવો એટલે ગોળ ડાખલી દેખાશે. (જુ. આ. ૨૦) જો મોટા ટાંકા ભરવા હોય તો સૌથી ઘેરા લીલા રંગ કે તદન ઘેરા તપકીરીયા રંગે ભરવા. એક મોટો ટાંકો ને આજુબાજુ બે નાના ટાંકા લેવા (આ. ૨૦ અ). જો ઝીણા ઝીણા ઘણા ટાંકાવાળી ડાળી ભરવી હોય તો ગુંથાયલી બાજુ અંદર રહે તેમ સ્હેજ દૂર દૂર ગાજના ટાંકાઓ ભરી જવા.

## ખાખાના ટાંકાનું ભરત

આ ભરતમાં પણ તેજ ને છાયા અપાય છે. ટાંકો ખાખાનો ભરવો. આ ભરત ઝીણા દાણાઓનું ભરેલું હોય એમ લાગે છે. ખાખાના ટાંકા (દાણા) એક સરખા લીટીમાં ન ભરતાં એક ઉપર એક નીચે એમ ભરવા કે જેથી ઘેરા ખુલ્લા રંગો એક એકમાં મળી ન જાય. આ ભરતની તરાહની બહારની લીટીઓ પર કોઈ પણ ઘેરા રંગનું રેશમ ટાંકી જવું. અથવા રૂપેરી કે સોનેરી કસબના તાર જો ટાંકયા હોય તો ભરત સુંદર દીપી નીકળે છે. જ્યાં નસો ભરવાની હોય ત્યાંજ એક સીધી લીટીમાં પાસે પાસે ખાખાના ટાંકા ભરવા.

## ચિનાઇ ભરત

આ ભરતમાં પણ સાદા ટાંકાનો જ ઉપયોગ કરાય છે. પણ એમાં તેજ ને છાયા આપવાની રીત જુદી છે. તરાહમાં ૨ કે ૩ દોરાની હારો

દોરવી કે નિશાની રાખવી. પછી જેટલો ભાગ ખુલ્લો ભરવાનો હોય તેની એક લીટી ભરવી પછી બીજી ભરવી. પછી તેનાથી ઘેરી ભરવી; એમ નાની હારબંધ ભરવી. પાંદડાંમાં ઉપર છેક તદ્દન ખુલ્લાની હાર પછી સ્હેજ ભરવી (જુ. આ. ૨૧). તેજ કે છાયા આપ્યા વગર પણ એમ છુટી છુટી હારો ભરીને એકજ રંગમાં પણ ભરેલું હોય તો પણ શોભે છે.

**રેશમનાં ભરતકામ માટેની કેટલીક યાદ રાખવા જેવી બાબતો**

૧. ભરતકામમાં પાંદડાં પહેલાં ભરવાં. કારણ કે લીલો રંગ ઘેરો હોઇ ઝટ મેલો થતો નથી.

૨. ભરત બનતા સુધી ઉપરથી શરૂ કરી નીચે જવું.

૩. થોડોક ભાગ પૂરો ભરાય કે તે પર ઝીણો પારદર્શક કાગળ ટાંકી દેવો કે મેલું ન થાય. દરેક ભરત માટે આમ કર્યું હોય તો વધારે સારૂં.

૪. સોય લાંબા કાંણાની લેવી કે ચુંથાયા વિના રેશમ પરોવાય. સોય ઘણી પાતળી લેવી.

૫. તેજ ને છાયા એકમેકમાં મળી જાય તેમ બનતા સુધી ભરવું.

૬. એક રંગનાં રેશમનો ખપ પૂરો થયો હોય ને થોડુંક બચ્યું હોય તો પાસે જ્યાં જરૂર હોય ત્યાં બે ચાર કે વધુ ટાંકા ભરીજ દેવા. રેશમ જેવી મોંઘી ચીજ બગાડવી પાલવે નહિ.

૭. રેશમ સુંવાળું હોઇ પાછળ તોડવા પહેલાં આંટો લઇ ટાંકો માર્યો હોય તે સરીને છૂટી જાય છે. માટે આંટો મારી ટાંકો ભરી પાછળ ભરતમાં બખીયા જેવા ૨ કે ૩ ટાંકા લઇ પછીજ રેશમ કાપવું.

**જુદી જુદી જાતના ભેળસેળ ટાંકાઓનું ભરત**

૧. પાતળા દોરા કે રેશમને (એકજ રંગ કે ૨,૩ ભેગા લઈને) વળ આપી, જાડો દોરો બનાવી તરાહની લીટીઓ પર ટાંકી જવો. કયાંક કયાંક ખાખા કે બીજી જાતના ટાંકાનો પણ ઉપયોગ કરવો. (જુ. નમુનાનું ચિત્ર)

૨. તરાહની લીટીઓ પર જાડા રેશમ કે દોરે ફાંક ભરવી. વચમાં બીજા ટાંકા વાપરવા. (જુ. નમુનો)

૩. પુલકી ભરવાના ટાંકે પુલકી ભરી અંદર પીળો એપો પૂરી ફુલ ભરવાં ને હંગેરીઅન ટાંકે પાંદડાં ભરવાં. (જુઓ નમુનો.)

૪. નાના મોટા કાઠીઆવાડી ટાંકે પણ રંગીન દોરે ભરત ભરી શકાય.

૫. ફુલ પાંદડાની બહારની લીટીઓ જ ફક્ત સાદા રંગીન ટાંકે ભરી અંદર ખાલી જગ્યા રાખી નસ વગેરે ભરવું.

૬. તરાહની તમામ લીટીઓ પર રંગીન રેશમ કે દોરાના ખાખાના ટાંકાઓથી ભરત ભરવું. આ ભરત દાણાંના (કીડીયાંના) ભરતકામ જેવું લાગે છે.

૭. તરાહની બહારની લીટીઓ ડાંખળીના ટાંકે કે સાંકળીના ટાંકે પણ રંગીન ભરી શકાય છે.

## શેડો વર્ક

આજકાલ ઘણી બ્હેનો કાઠિયાવાડી ટાંકાએ ભરતકામ પુષ્કળ કરે છે. પણ એનોએ એક બીજો પ્રકાર છે, તે શેડો વર્ક. એ મલમલ, વાયલ, કે એવાંજ ઝીણાં પારદર્શક કાપડ પર કાઠિયાવાડી ભરતની માફકજ એવાજ ટાંકાએ ભરાય છે.

રીતઃ—બધું ભરત કાઠિયાવાડી ભરતના ટાંકેજ ભરવું. પણ ફરક એટલોજ કે તરાહ અવળે પડે દોરી, ભરત પણ અવળે પડેજ ભરવું. દોરાની ગાંઠ વગેરે પણ અવળે પડે એટલે જે બાજુએ ભરત ભર્યું હોય તેજ બાજુએ વાળવી જોઇએ. ટાંકા પાસે પાસે ભરવા. સીધે પડે તરાહની બન્ને બાજુ બખીયા જેવા ટાંકા આવશે; ને વચલી જગામાં પાછળથી સુંદર રંગીન ભરતની છાયા પડતી દેખાશે. આમાં ફુલ વગેરેની વચમાં સવળે પડેથી ખાખાનો ટાંકો ભરવો. પાંદડાંમાં પણ સવળે પડે વચમાં ઘેરા રંગે બખીયાના ટાંકાએ ગમે તો નસ ભરવી. આ ભરતમાં ગમે તો બીજા પણ સાંકળીના, બખીયાના, વગેરે ટાંકાનો ઉપયોગ કરવો; પણ તે બધું સવળે પડેજ ભરવું.

બારીક કપડાં પર આ ભરત ઘણુંજ આકર્ષક લાગે છે.

## દોરો ખેંચી ને જાળી કાઢેલું ભરતકામ (Drawn Thread)

દોરા ખેંચીને ભરેલું ભરતકામ રંગીન તેમજ સફેદ કાપડ પર પણ થાય છે. એ ભરત ઘણુંજ સ્હેલું તેમજ મજબૂત બને છે. કબજાની બાંય, ગળાં, ફ્રોક, ચણીયાની કિનારો પર કરેલું હોય તો સારૂં લાગે છે. ખાદી પર આ તાર સ્હેલાઇથી નીકળે છે ને કામ ઘણું મજબૂત ને સુંદર બને છે.

આ ભરત માટે તાણા ને વાણા બંને સરખી જાડાઈના હોવા જોઇએ. ઝીણી મલમલથી શરૂ કરીને જાડામાં જાડી ખાદી ઉપર પણ એકજ સરખી રીતે કામ કરી શકાય છે. ને ઝીણાં ચોકઠાંવાળા, ચોરસ, ત્રિકોણ વગેરે આકારો બુટ્ટા તરીકે વાપરી શકાય છે. બનતાં સુધી જેટલી જાડાઈનું કપડું હોય તેટલીજ જાડાઇના ભરવાના વળદાર દોરા (રેશમી કે સુતરાઉ) લેવા. આમાં તાર કાપવા ઘણી ઝીણી ને બારીક અણીદાર કાતર અવશ્ય જરૂરની છે. નાની પટ્ટીઓ, ત્રિકોણાકાર ને ચોકઠાં હાથમાંજ ભરી શકાય છે. જ્યારે ઘણી પહોળી પટ્ટીઓ ને મોટાં ચોકઠાં વગેરે વળા પર ભર્યાં હોય તો સારૂં. આ સાથે આકૃતિઓમાં જુદી જુદી તરાહની જાળીઓ ને ચોકડીઓના નમુના આપ્યા છે. દરેક આકૃતિઓ કેમ ભરાય તે તપાસીએઃ—

### એકવડી જાળી

(આ. ૧.) કપડાંમાંથી ત્રણ આડા તાર ખેંચી કાઢો. જાળીની નીચેની બાજુ સોય ઉપર લાવો (જુ. આ. ૧ અ) પછી ઉભા ૩ તારમાં સોય ખોસીને દોરો ખેંચો. (બ આગળ) ફરી એજ ત્રણ તારની પાછળથી સોય લઈ ૩ તારને ડાબે છેડે કપડાંમાં સોય ખોસો. (જુ. આ. ૧ ક.) એક ૩ તારનું ઝુમખું બંધાશે. એવી રીતે આખી હાર કરી જવી. રૂમાલોની કિનાર આમ શીવી હોય તો સારી લાગે.

### બેવડી જાળી

(આ. ૨.) જેમ એકવડી જાળી કરવાનું બતાવ્યું છે તેમજ નીચલી બાજુ ને ઉપલી બાજુ બન્ને તરફ એવી જાળી ગુંથવી.

આ. ૧.




એકવટી જાળી.

આ. ૨



ખેવડી જાળી

આ. ૩.



વાંકડવેલી જાળી

આ. ૪



આ ૪ અ



આ. ૫.



આ ૬.



આ. ૭



આ. ૮



આ. ૯



આ ૧૦



આ. ૧૧




આ. ૧૬ અ.
૪ ૫
૧ ૮
કુ
૭ ૨
૬ ૩




આ. ૧૭
૪ ક
૧ ૨
૩


આ. ૧૮.


આ. ૧૮ અ.
૪ ૫
૧ ૮
૭ ૨
૬ ૩


આ. ૧૯
૨ ૩
૧
૫ ૪
૬


આ. ૧૯ અ.


૨૦


૨૦ અ
૧ ૩
૮ ૭
૬ ૫
૨ ૪

## વાંકડવેલી જાળી

(આ. ૩.) એકવડી જાળીમાં લખ્યા પ્રમાણેજ કપડાંના ૪ તાર ખેંચી કાઢો. પછી ૩ તાર ગુંથવાને બદલે આ ફેરે ૪ તાર ગુંથી જવા. હવે ઉપલી લીટી ગુંથતી વખતે જે તાર નીચેના ગુંથાયા હોય તેમાંના બેજ લઇ ગુંથો. પછી બીજો ટાંકો લેતી વખતે પહેલાંના ૨ તાર ગુંથ્યા વિનાના હતા તે લઈ ડાબી બાજુના બીજા બે તાર એમ મળી ૪ તાર લઇ ગુંથો. એવી રીતે ૨ તાર આગળનાં ઝુમખાંમાંથી ને બે તાર પાછળનાં ઝુમખાંમાંથી લઇ ગુંથ્યા જવું.

## ચોકડીદાર જાળી

(આ. ૪.) કપડાંમાંથી એક તાર ખેંચીને બીજા ત્રણ તાર છોડી ફરી એક તાર ખેંચો. જયાંથી ભરવાનું શરૂ કરવાનું હોય ત્યાંથી ચાર તાર છોડી પાંચમા તાર આગળ સોય ખોસવી. (જુ. આ. ૪ અ) ત્રણ તાર છોડી સોય નીચે બ આગળ ખોસો તે ઉપલી બાજા બરાબર અનીજ લીટીમાં ખોસો (જુ. આ. ૪ ક). પછી ઉપલા જમણી તરફના ત્રણ તાર છોડી બની બરાબર લીટીમાં ખોસો. (જુ. આ. ૪ ઇ) ત્યાંથી બ તરફ સોય પાછી નીચેથી ખોસી ઉપર લાવો. પાછી ડ માં ઉભી ખોસી અ આગળ લાવો ને ત્યાંથી ઉભી ક આગળ ખોસો. ને ૩ તાર અગળ નીચેની હારમાં બ આગળ ખોસો. આવી રીતે આગળ ને આગળ કર્યા જવું.

(આ. ૫.)—કપડાંમાંથી સાત તાર ખેંચવા. આ. ૨ માં જણાવ્યા પ્રમાણે ત્રણ ત્રણ તાર બાંધી જવા. પછી પહેલા ગુંથેલા તારની વચમાં સોય ખોસી ઉપર કાઢવો. પાછી સોય ગુંથાયલા દોરા નીચે લઈ ઉપર સોયમાં પરોવેલો જે દોરો હોય તે વડે જમણીથી ડાબી બાજુ કે ડાબીથી જમણી બાજુ આંટો મારી (જુ. અ થી બ આ. ૫) સોયની અણી નીચેથી દોરો લઇ સોય ખેંચો. આ ગાંઠ જયારે જયારે દોરાઓ બાંધવાના હોય ત્યારે ત્યારે ઉપયોગી નીવડે છે. આ તરાહમાં ગુંથાએલા બે બે તાર લઈ તેમને ઉપર લખ્યા પ્રમાણે ગાંઠથી જોડવા. દોરો ઢીલો રાખવો. નહિ તો

ભરત સોસાઇને ખરાબ થઇ જશે.

(આ. ૬.) કાપડમાંથી ૧૦ તાર આડા ખેંચી કાઢવા. બે બે તાર બાંધી જવા. પછી આ. ૪ અમાં ગાંઠ વાળીને ગુંથ્યા તેમ આમાં ત્રણ ત્રણ ગુંથાયેલા તાર સામટા લઈને ગુંથવા.

(આ ૭) કાપડમાંથી ૧૦ તાર આડા ખેંચી બે બે તાર ઉપર નીચે બાંધવા. પહેલાં એક બાંધેલો તાર ગાંઠ વાળીને ગુંથવો. પછી ૩ ગુંથેલા તાર લઈ સામટા ગાંઠ વાળી ગુંથવા. પછી પાછો એક એકલો ગુંથવો. પછી પાછા ત્રણ સામટા ગુંથવા. આમ આખી હાર પુરી કરી જ્યાંથી શરૂ કર્યું હોય ત્યાં પહેલા તારમાં સોય ખોસી એક નાની ગોળ ચકરડી ભરવા માટે ચારે ફરતા ૪ તાર હોય છે, તેમાંથી સોય એક તારની નીચે તો બીજા તારની ઉપર લેવી, તો ફરી એક ઉપર ને એક નીચે એમ બે વાર ગોળ ફરતી સોય લેવી. ચકરડીમાં એક નાનો ટાંકો લઈ સોય ડાબા હાથ તરફ જે આડો વચલો દોરો હોય છે તે ઉપર લાંબા લાંબા આંટા લઈ જે એકવડો તાર હોય ત્યાં ફરી ચકરડી ગુંથવી. એમ આગળ ચાલ્યા જવું.

(આ ૮ ) કાપડમાંથી ૮ તાર ખેંચી, બે, બે તાર ગુંથી જવું. ગુંથેલા તારની વચમાં સોય લઈ એક તાર છોડી બીજા તારમાં (ડાબી તરફથી) અમાં બતાવ્યા પ્રમાણે નીચેથી ખોસી પહેલા તારની ઉપર લેવી ને સોય ઉંધી કરવી એટલે અવાળો તાર બની જગાએ જશે ને બ અની જગાએ જશે. આમ બબ્બે તાર ઉથલાવ્યા જવા.

(આ. ૯.) આ પણ એવીજ રીતે કરવાની છે. એમાં ફેર એટલોજ કે બે ગુંથાએલા આડા તાર લેવાને બદલે એક કે બે બે તાર પહેલા ને બીજામાંથી લઇ ઉથલાવવા.

(આ. ૧૦.) કાપડમાંથી ૧૦ તાર ખેંચી કાઢવા. પછી જાળી પાસે સોય ઉપર ખોસી બે તારની ઉપરથી સોય લઇ નીચે ખોસવી. પછી જે તારની નીચેથી લીધેલી ત્યાંથી હાથ ફેરવી પાછી તેમની ઉપર દોરો લઇ

જમણી તરફ નીચે ખોસવી. ત્યાંથી હાથ ફેરવી ડાબી તરફ ઉપરથી નીચે ખોસવી. આમ ફેરા કરવું. એટલે આ. ૧૦ અમાં છે તેવું નાનું સરખું ચોકઠું ગુંથાશે. એ ગુંથાએલા ચોકઠાના ડાબી બાજુના બે તારને બીજા બે નવા તાર લઈ બીજી ઉપલી બાજુ ચોકડી ગુંથવી. તે ગુંથવા પહેલાં સોય ઉપલી બાજુ કાપડમાં ખોસી પછી ચોકડી ઉપરથી નીચે ગુંથવી. એમ એક નવો એક જુનો તાર લઇ ઉપર નીચે ગુંથ્યા જવું.

(આ. ૧૧.) કાપડમાંથી ૫ તાર કાઢી ઉપર સમજાવ્યા પ્રમાણે ચોકડીઓ હારબંધ ગુંથવી.

(આ. ૧૨ ને ૧૩) એક સરખા તાર દરેક બાજુ ગણી આવી રીતે જાળી કાઢી બેવડી ગુંથવી. નાની ચોકડી ઉપસાવીને સાદે ટાંકે ભરવી. આવી રીતે ફક્ત દોરવણી સારૂં ગમે તે પેનસીલે નિશાની કરી દોરા કાઢવા. જ્યારે એકથી બીજે છેડે સુધી દોરા કાઢવા ન હોય ત્યારે જેટલા કાઢવા હોય તેટલા તારના દોરા ગણીને કાઢવા ને પછી ત્યાં આગળથી કાપી નાખી છુટા કરવા. એ કાપેલી જગા ગાજના ટાંક ભરી લેવી. (જુ. આ. ૧૨. અ. બ)

(આ. ૧૪.) ૧૮ તાર ખેંચીને બે બે ગુંથવા. પછી સોય ગુંથેલા તારની વચમાં લઈ એક સામટા ગુંથેલા ૬ તાર ભેગા લઇ ગાંઠ વાળી બાંધવા. થોડી જગા રાખી બીજા બાંધવા. આ પુરૂં થયે બાંધેલાની એક બાજુ વચમાંથી બેબે બાંધેલા લઈ બાંધી જવા. કિનાર પર સોય આવે કે બીજા ઝુમખાં તરફ લેવા માટે ઉપલી બાજુથી સોય લઈ બેબે બાંધવા, પછી નીચલી તરફ બાંધવા. એમ પુરૂં થયે ઉપલી બાજુથી બાંધવું શરૂ કરી નીચલી તરફ આવી તે પણ પુરૂં કરવું. આમ તાર બંધાયાથી ઝુમખાંની વચમાં જે ખાલી જગા હતી તે તરફ ૬ તારની ચોકડી પડશે. વચમાં ૬ તાર ગુંથેલા ત્યાંથી સોય ખોસી ૬ તારની ચોકડી પર એક ચકરડી ગુંથવી. આડા દોરા પર લાંબા લાંબા ટાંકે લપેટતાં લઇ જઇ બીજી ૬ની ચોકડી ગુંથવી.

(આ. ૧૫.) કાપડમાંથી ૧૬ તાર ખેંચી ૩, ૩, બાંધવા. પછી વચમાંથી સોય લઇ બે ગુંથેલા તાર લઈ ગાંઠ વાળી બાંધવા. હવે એ વચમાંથી બે ભાગ પાડયા ત્યાં નીચલી તરફ વચમાં (જુ. અ) એક ગુંથેલો ને એક ડાબી તરફનો નવો તાર લઈ ગાંઠ વાળવી. પછી એક નવો, એક જુનો લઇ ફરી વચમાં (બ આગળ) ગાંઠ વાળવી. આમ ઉપર નીચે જાળીના અડધા ભાગમાં કરવું. આખી હાર પુરી થતાં ઉપલી બાજુ પણ એમજ કરવું પણ હવે વચલી ગાંઠો તો અગાઉનીજ બંધાઇ ગઇ છે એટલે વચલી ગાંઠમાં ફક્ત સોય ખોસીને કાઢી પાછું નીચે જવું. આ કામ જાળીને ઉંધે પડે કરવું. જેથી સવળે પડે ગાંઠો વગેરે કાંઇજ ન દેખાતાં ઘણું સફાઈદાર કામ દેખાય.

(આ. ૧૬.) પહેલાં બરાબર ૧૪ આડા ને ૧૪ ઉભા એમ તાર ગણી પેનસીલથી ચોકઠું દોરવું. પછી બરાબર એકજ લીટીમાં સીધી આવે તેમ ગાજના ટાંકે ચારે કોર ગુંથી જવી. તે ગુંથાયા પછી અંદરથી બારીક કાતરે કપડું એક સરખુ કાપી કાઢવું. એટલે ગાજના ટાંકે ગુંથાએલું ચોકઠું રહેશે. સાદે ટાંકે પણ ભરાય. તેમાં એક ખુણેથી સ્હેજ દૂર સોય ખોસી (જુ. ૧) સામેની બાજુ ખુણાથી સ્હેજ દૂર ૨ આગળ ખોસો. ત્યાં ૨ આગળથી પછવાડે ગાજના ટાંકામાં ફાંક માફક ખોસી નીચેની બીજી બાજુ ૩ આગળ સોય ઉપર લાવો. પાછી સામે ૪ આગળ લો. ત્યાંથી ૫ આગળ લઇ સામી બાજુ ૬ આગળ ખોસી ૭ પાસે ઉપર લાવી ૮ આગળ સામે ખોસો. એક બાજુથી બીજી બાજુ સોય લેવા માટે પાછલી બાજુ ટાંકાઓમાં ખોસી ખોસીને લાવવી કે વચમાં નકામા દોરા દીસે નહિ. અ આગળ જ્યાં બધા તાર મળે છે ત્યાં સોય ખોસી એક પાંચ કે છ આંટા લઇ એક ગોળ ચકરડી ગુંથવી. પછી ખુણામાંના બે આડા તારમાં એક ઉપર નીચે સોય નાખી તારનો આકાર જેમ આગળ જતાં પહોળો થાય છે તેમજ ઢીલા હાથે પાંખડી ગુથો. ઉપર લગી આવાય કે એક આંટો લઈ સોય પાછી ચકરડીમાં ખોસી બીજી પાંખડી ગુંથવી. પાંખડીઓના આકાર સાચવવા આ કામ વળાં પર કરવું. ને કરતી વેળા ડાબા

હાથની આંગળી નીચે તારને મજબૂત અડકાડીજ રાખવી કે તાર ખસે નહિ.

(આ. ૧૭.) ૧૮ તારનું ચોકઠું તૈયાર કરી ચારે બાજુથી અડધા ભાગ કરવા. ૧ આગળથી દોરો ૨ પાસે લઈ તે દોરા પર લપેટતાં લપેટતાં ૧ પાસે પાછું આવી સોય ગાજના ટાંકામાં ખોસી ૩ ને ૪નો તાર એમ લઈ લપેટવો. પછી વચમાં એક તરફ સોય ખોસી ઢીલો ગોળાકાર તારનો કરવો. દરેક લપેટેલા તારમાં સોય ખેસવી. પછી તે ગોળાકાર પર ગાજનો ટાંકો ભરવો. એક બાજુથી અડધે ગાજનો ટાંકો લીધો કે અથી બ ખુણામાં સોય ખોસી લપેટતાં લપેટતાં અ પાસે પાછા આવી આગળ ગાજનો ટાંકો કરવો. દરેક વખતે અડધેથી આમ કરવું. પછી દરેક ખૂણામાં પણ એક બાજુથી બીજી બાજુ ખોસી ત્યાં પણ ગાજનો ટાંકો ભરવો. આમ ચારે તરફ કરવું. જુ. આ. ૧૭ અ.

(આ. ૧૮.) આ. ૧૬ પ્રમાણેજ બધું કરવાનું. ફરક એટલોજ કે આ. ૧૬માં ઉપરની પાંખડી પહોળી છે તે આમાં ધીમે ધીમે દોરી ખેંચતાં જઈ તદ્દન સાંકડો ટાંકો ટોચ પાસે લેવો.

(આ. ૧૯.) આ. ૧૭માં ગોળાકાર ગુંથ્યા તેમ એક ખુણામાં પા ગોળાકાર ગુંથી સોય એક બાજુ અધવચમાં ખોસી ગુંથેલાં ગોળાકારની વચમાં ખોસી બીજી બાજુ જવું. પહેલા એક ગોળાકાર પર બીજા બે ગોળાકાર ભરવા ને ગાજથી વણી લેવા. તેને સામે ખૂણે પણ એમજ કરી. ખાલી ખૂણામાંથી ૬ થી ૭ એક દોરાની લીટી લઇ તે લપેટી પાછી ૬ પાસે લાવી ગાંઠ દઈ તોડી નાખવી. પછી બે ગોળાકારની વચમાંથી બીજી લઈ તે પણ લપેટવી ને વચમાં ચકરડી ભરવી.

(આ. ૨૦.) ચોકઠું ગાજે ગુંથી એક બાજુના ત્રણ ભાગ કરવા. એક ભાગ તરફ સોય ખોસી ૧ થી ૨ લઇ લપેટી ૨ થી ૧ જવું. ૩ થી ૪ જઈ ૪ થી ૩ લપેટવું. ૫ થી ૬ જઇ ૬ થી ૫ લપેટવું. ૭ ને ૮ લપેટવાં. ચારે ખૂણે એક ઉપર નીચે ગુંથીએ છીએ તેમ ગુંથવું. વચમાં આ ૨૧ આમાં બતાવ્યા પ્રમાણે ૧ પાસેથી ૨ પાસે સોય ખોસી સ્હેજ ઢીલી રાખી તે પરથી લપેટી ૨ થી ૩ જવું. ૩ પરથી લપેટી ૩ થી ૪ ને ૪ પરથી લપેટી ૪ થી ૧ જવું.

આ ઢીલા દોરાને આ. ૨૧માં બતાવ્યા મુજબ એક આંટો લઈ લપેટવા કે સરખા રહે.

(આ. ૨૨.) આ. ૧૯માં તાર લીધા તેમ આ ૨૨ અમાં જણાવ્યા મુજબ તાર ભરવા. આ. ચોકઠું ૨૫ તારનું કરવું. જે જે તુટેલી લીટીઓ બતાવી છે તે નહિ ભરવી. પછી વચમાં ચકરડું ભરી બે તાર પર ભરવાને બદલે એક ઉપર નીચે સોય લઈ, ૪ તાર પર પાંખડી ગુંથી, પા ભાગ જેટલું રહે કે આજુબાજુના ૨ તાર છોડી દઈ વચલા ૨ તાર પર જરા ગુંથી બંધ કરવું. આમ ચારે કોર કરવું.

(આ. ૨૩) આ. ૨૨ માફક તાર ભરી તુટેલી લીટીવાળા તાર પણ ભરી ત્યાં અણીદાર પાંખડીઓ આ. ૧૮ માફક ભરવી; ને ચારે ખૂણા આ. ૨૨ માફક ગુંથવી.

(આ. ૨૪.) ૬, ૮, ૯ કે ૧૦ તાર પર ગાજનો ટાંકો ભરી ૪ તાર ખાલી રાખી પાછા જોઇએ તેટલા તાર ભરવા. આમ ૩ વાર કરવું. પછી આડા એમ ૩ ખાંચા ભરવા. ૧ આગળ બતાવ્યા પ્રમાણે જોઈએ તેટલા ૯, ૧૦ તાર ભરી આ. ૨ આગળ છે તેમ ભરવા. પછી ઉપર ભરવા. પછી ૪માં બતાવ્યા પ્રમાણે આડા ભરી ૫ માં છે તેમ ઉભા ભરવા. છેલ્લે ૬ની માફક આડા તાર ભરવા. દરેક ફેરા ૪ તારમાંજ ટાંકો ભરવો. ગાજને બદલે સાદો ટાંકો પણ ચાલે. પછી ખાંચાની કિનારેથી તાર કાપી નાખી વચલા તાર ખેંચી કાઢવા એટલે આ. ૨૪માં છે તેમ થશે. તેના ૪ તાર આડા ઉભા રહે તેને એક ઉપર નીચેના ટાંકે ગુંથી લેવા. આમ ગુંથેલાં ચોકઠાં પડે તેમાં ગમે તેવી તરાહ ગુંથવી. જોઈએ તેટલાં નાનાં મોટાં ચોકઠાં ગુથવાં. આમ ત્રિકોણ, ચોરસ કે એક સળંગ હાર જેમ ફાવે તેમ ગુંથી વચમાં બીજી તરાહ ગુંથવી. આવું ગુંથેલું ભુટ્ટા જેવું લાગશે. આ ગુંથવામાં રંગીન દોરા પણ વપરાય છે.

## ઉનનું ભરત

ઉનનું ભરત ભરવા માટે કોઈ પણ ખાસ પ્રકાર નથી. ઉન ગુંથણમાંજ વધારે વપરાય છે. તે છતાં જો વાપરવુંજ હોય તો રેશમનું ભરત,

એપલીકયુ, ભરતમાં કે બીજા કોઈ પ્રકારના ટાંકાએ ભરવાના ભરતમાં રેશમ કે દોરાને બદલે ઉન વપરાય ખરૂં. પણ ઉન વાપરવું ઉચિત નથી. કારણ કે ઉન ઘણી ધોવામણ ખમી શકતું નથી ને એકાદ બે ધોમાં જ પ્રીસાઇને નીકળી જાય છે. એટલે ભરતનો ખર્ચ ને મહેનત બરબાદ જાય છે.

## કીડિયાનું ભરત

આ ચોપડીમાં જે જે ભરતકામ માટે લખ્યું છે તે બધાં ભરત કામ જેની ઇચ્છા હોય તે સંપૂર્ણ સ્વદેશી માલ વાપરીને મનગમતું કામ ઉપજાવી શકે છે. તેમાં કીડિયાનું ભરતજ અપવાદરૂપ છે. કારણ કે કીડિયાં પરદેશી વસ્તુ છે. આપણે તોરણો ને પડદાઓમાં કીડિયાંનો ઘણો ઉપયોગ કરીયે છીએ. પણ તે વિષય ભરતથી જુદોજ પડી જાય છે. ઝીણાં કીડિયાંથી કાપડ પર પણ ભરત થાય છે. પહેલાં કીડિયાંની રંગીન કોરો વગેરે ખુબ ચાલતું હતું તે હવે નથી. પણ તેને બદલે સોનેરી રૂપેરી ને રંગીન ચળકતાં કીડિયાં ને એ રંગીન હીરાનાં પ્રકાર ૧ ને ૨માં બતાવ્યા પ્રમાણે સાડીઓ ને ફ્રોક, બ્લાઉઝ વગેરે ઘણાં ભરાય છે.

## ભરતઃ પ્રકાર પહેલો

આમાં રેશમ વગેરેને માટે જેવી વાપરીયે તેવીજ તરાહ આમાં વપરાય છે. કીડિયાં ભરવાની ઝીણી સોય મળે છે તે ૮૦ નંબરના દોરા સાથે વાપરવી. પછી એક દાણો પરોવી ને તરાહની લીટી ઉપર ટાંકવો. તેની પાસે બીજો એમ એક એક દાણો લઇને ભરી જવું. (જુ. આ. ૧.)

## પ્રકાર બીજો

સોય તરાહને એક છેડે નીચેથી ખોસી ઉપર લાવી તેમાં જોઇએ તેવાં થોડાંક કીડિયાં પરોવવાં. પછી બીજી સોયમાં દોરો પરોવી તે કીડિયાની હારને બરાબર તરાહની લીટી ઉપર ગોઠવતાં જઈ બે બે કે ત્રણ ત્રણ કીડિયાંને છેટે ટાંકા મારી જવા. ખપ પડે તેમ બીજાં કીડીયાં પરોવતાં જવું ને ટાંકતાં જવું. તરાહને છેડે બન્ને સોયોના દોરા પાછળ લઈ બરાબર ગાંઠ વાળીને તોડવું. (જુ. આ. ૨)

## પ્રકાર ત્રીજો

આ પ્રકારનું ભરત ઘણું ઘીચોઘીચ હોવાથી વજનમાં ઘણું ભારે થાય છે. એવું ભરત જાડાં કાપડ પરજ ભરવું જોઈએ. એમાં આકૃતિ ૩માં બતાવ્યા પ્રમાણે નાનું ફુલ ભરવા પહેલાં સોય પાંખડીને મથાળે આગળ લઈ સફેદ કીડિયું પરોવવું. પછી રંગીન ખુલ્લું પરોવવું. પછી ખપ પડે તો દરેક રંગના બે બે કીડિયાં પણ લેવાં. ફક્ત સફેદજ એક કે બે લેવાં. વધારે તો નહિજ. એમ દરેક પાંખડી બે બે હારની ભરવી, વચમાં પીળાં લાલ ગમે તેવાં બે ત્રણ કીડિયાં ટાંકવાં. ફુલથી પાંખડી ઘણી મોટી હોય તો ઉભી લીટીઓમાં દરેક રંગનાં સામટાં કીડિયાં લઇને ભરવાને બદલે બે બે કે ત્રણ ત્રણ લીટીઓ આડી ભરવી. પહેલાં સફેદ, પછી ખુલ્લા, પછી તેનાથી ઘેરો એમ ત્રણ કે ચાર ઘેરા ખુલ્લા રંગ લઈ ભરવું. (જુ. આ. ૪.)

પાંદડાં ભરવા માટે નાનાં પાંદડાં નાનાં ફુલની માફકજ ભરવાં ગમે તો એક સફેદ, એક ખુલ્લું લીલું ને એક ઘેરૂં લીલું એમ ત્રણ કીડિયાં લઈ વચલી લીટી ભરી પછી તેનાથી સ્હેજ નીચે બે બાજુ પણ એમજ એક એક સ્હેજ આડી હાર ભરવી. (જુ. આ. ૬)

મોટાં પાંદડાં મોટાં ફુલની પાંખડી માફક ભરવાં. કે ગમે તો પહેલાં વચમાંની નસ તપકીરીયા કે પીળા કે તદ્દન ઘેરા લીલા રંગે ભરી જવી. પછી ઉપર ટોચે સફેદની બે હાર. પછી બે કે ત્રણ હાર ખુલ્લા લીલાંની પછી તેનાથી ઘેરા રંગની એમ વધી બેબે કે ત્રણ ત્રણ હારો ભરવી. એવીજ રીતે બીજી બાજુએ પણ ભરવું. (જુ. આ. ૫.)

**સમાપ્ત**

# શાકાહારી

પારસી વાનીઓ

પારસી વાનીઓ

પારસી વાનીઓ

પારસી વાનીઓ

પારસી વાનીઓ

પારસી વાનીઓ

શ્રીઃશક્તિ ગ્રંથમાળાના આ ૧૪મા પુષ્પમાં કોઈ પણ કોમનાં લોકો, કોઇ પણ જાતના બાધ કે મુશ્કેલી વગર બનાવી શકે એવી પુષ્કળ લહેજતદાર વાનીઓ બનાવવાની રીતો આપી છે.

કિં. આના છ

સાડા સાત આનાની ટિકીટ બીડો.

શ્રીઃશક્તિ કાર્યાલય

કેળાપીઠ, સુરત.